# ઈસ્લામના
# ત્રણ મૂળભૂત
# સિધ્ધાંતો

## તૌહીદ – રિસાલત – આખિરત

મૂળ લેખક

હઝરત મવલાના સચ્યિદ અબૂલ હસન અલી નદવી(રહ.)

અનુવાદક

અહમદહુસેન ઉમર ગાઝી

પ્રકાશક

દારૂલ ઉલૂમ જામિઅહ રહમાનિય્યહ
અરબિય્યહ ઈસ્લામિય્યહ
વણાકપૂર, ગોધરા (ગુજરાત–ઈન્ડિયા)

# અનુક્રમણિકા

# આવકાર

અલ્લાહ તઆલાએ માનવીને શારીરિક અને માનસિક એમ બે પ્રકારની ક્ષમતાઓ આપી છે. તેમાં માનસિક ક્ષમતાઓનું વધારે મહત્વ છે, કેમકે તેના લીધે જ માનવીને આ સૃષ્ટિમાં "અશરફુલ મખ્લૂકાત" (સર્વશ્રેષ્ઠ સર્જન) નું સ્થાન પ્રાપ્ત થયું છે. અલ્લાહ તઆલાએ આપેલી આ બૌદ્ધિક શકિતઓના ઉપયોગના લીધે જ આજે માનવીએ વિજ્ઞાન અને ટેકનોલોજી ક્ષેત્રે ખૂબ વિકાસ કર્યો છે.

ઈસ્લામ ધર્મમાં માનવીના મનની કિંમત ખૂબ ઊંચી આંકવામાં આવી છે. ઈમાન જેવી સર્વોચ્ચ દોલતનો સંબંધ મન સાથે છે, માણસનું દરેક કાર્ય સૌપ્રથમ તેના મનમાં જન્મ લે છે. બુખારી શરીફની પહેલી જ હદીસમાં છે કે " انما الاعمال بالنيات એટલે તમામ કાર્યોનો આધાર માણસની નિય્યત પર છે. અંગ્રેજીમાં પણ RALPH EMERSON ની કહેવતોમાં છે કે "THE ANCESTOR OF EVERY ACTION IS THOUGHT" (દરેક કાર્યનો પુર્વ જ વિચાર છે) આ જ વાત અલ્લામા ઈકબાલ (રહ.) એ આ શબ્દોમાં કહી છે,

*મનકી દૌલત હાથ આતી હૈ, તો ફિર જાતી નહી*
*તન કી દૌલત છાંવ હૈ, આતા હૈ ધન જાતા હૈ ધન*

આમ માનવીના મન પર મહેનત કરવાની વધારે જરૂરત છે, જો માનવનું મન સાચા માર્ગે વળશે. તો માણસ આ દુનિયામાં સારાં કાર્યો કરશે. હદીસ શરીફમાં વર્ણન છે કે

*"સાંભળી લો માનવીના શરીરમાં એક માંસનો ટૂકડો છે. જયારે તે સુધરી જાય છે તો માણસનું સમગ્ર અસ્તિત્વ સુધરી જાય છે, અને જો તે ગેરમાર્ગે ચાલે, તો માણસનું સમગ્ર અસ્તિત્વ ગેરમાર્ગે દોરાય છે, જાણી લો કે તે (માનવીનું) હૃદય છે.*

આજે માણસ ભૌતિકવાદી જીવનમાં એટલો વ્યસ્ત થઈ ગયો છે કે

તેની પાસે પોતાના મુલ્યવાન મન પર મહેનત કરવાનો સમય નથી, ભૌતિક સુખ સગવડોમાં ખોવાયેલો અને વૈજ્ઞાનિક શોધખોળોથી લાભ ઉઠાવવામાં વ્યસ્ત માનવી પાસે ઈમાન અને અકાઈદ પર મહેનત કરવાની ફૂરસદ નથી, જયારે હકીકત એ છે કે ઈમાન અને અકાઈદ જ માણસની મૂડી છે, અલ્લામાં ઈકબાલ (રહ.) એ આ વાત કેટલી સરસ શૈલીમાં રજુ કરી છે,

*ઢૂંઢનેવાલા સિતારોં કી ગુઝરગાહોં કા*
*અપને અફકારકી દુન્યામેં સફર કર ન સકા*
*જિસને સૂરજ કી શુઆઓં કો ગિરફતાર કિયા*
*ઝિંદગી કી શબે તારીક સહર કર ન સકા*
*અપની હિકમત કે ખમો પેચ મેં ઉલ્ઝા ઐસા*
*આજ તક ફેસ્લએ નફઓ ઝરર કર ન સકા*

ઈસ્લામમાં ઈમાન અને અકાઈદનું સ્થાન સૌથી મહત્વનું છે. ધર્મમાં અકાઈદ (માન્યતાઓ )ને એટલી પ્રાથમિકતા આપવામાં આવી છે કે સાચા અકાઈદ વગર દીનની કલ્પના પણ ન કરી શકાય, આ અકાઈદ પૈકી ત્રણ પાયાના અકીદા એવા છે, જેમનું આહ્‌વાન દરેક શરીઅતે કર્યુ છે, અને અલ્લાહના દરેક નબીએ તેમના પર સૌથી વધુ ભાર મૂકયો છે, એ ત્રણ અકીદા આ છેઃ (૧) તૌહીદ (એકેશ્વરવાદ– અલ્લાહના એક હોવાની અને સમગ્ર સૃષ્ટિ પર તેને પ્રભુત્વ પ્રાપ્ત હોવાની માન્યતા) (૨) રિસાલત (અલ્લાહના નબી પર ઈમાન) (૩) મઆદ (આખેરત – મૃત્યુ પછીના જીવન પર ઈમાન)

આજે પશ્ચિમી સંસ્કૃતિ અને મીડિયા પર એવા લોકોનો પ્રભાવ છે જેઓ કોઈ પણ ભોગે માનવીને આ ત્રણ મૂળભૂત અકીદાઓથી દૂર કરવા ઈચ્છે છે, ડાર્વિને રજૂ કરેલી ઉત્ક્રાંતિની વિચારધારા (THEORY OF EVOLUTION) આ બુનિયાદી અકીદાઓ ઉપર સીધો પ્રહાર છે, તેનો સહારો લઈને ખુદાના અસ્તિત્વના ઈન્કાર અને આખેરતના ઈન્કારનો પ્રચાર કરવામાં આવે છે. આજે તમામ મુસ્લિમ દેશો સહિત દુનિયાના બધા દેશોના અભ્યાસક્રમમાં આ પાયાવિહિન ઉત્ક્રાંતિવાદ ભણાવવામાં આવે છે,

અને લોકો તેનું આંધળું અનુકરણ કરી રહયા છે, મુસ્લિમ જગતના પ્રથમ હરોળના વિદ્વાન એવા તુર્કીના ડો. હારૂન યહયાએ તાર્કિક દલીલો દ્વારા અનેક પુસ્તકો લખીને ઉત્ક્રાંતિનું ખંડન કર્યું છે, તેમના પુસ્તકો WWW. HARUNYAHYA.COM પર દુનિયાની અનેક ભાષાઓમાં વાંચી શકાય છે.

આ વિશ્વનો દરેક કણ અને દરેક પદાર્થ તેના સર્જકની સાક્ષાત સાક્ષી પૂરે છે, અમેરિકાના પ્રખ્યાત બાયોલોજીસ્ટ વૈજ્ઞાનિક CECIL BOYCE HAMANN લખે છે.

*"ખોરાકના પચવાની અને તેના શરીરમાં ભળી જવાની અદ્દભૂત પ્રક્રિયાને પહેલા ઈશ્વર તરફથી માનવામાં આવતું, હવે નવા સંશોધન પછી તેને રાસાયણિક ક્રિયા દ્વારા થતી એક પ્રક્રિયા માનવામાં આવે છે, પરંતુ શું એના કારણે ખુદાનું અસ્તિત્વનો ઈન્કાર કરવામાં આવે ? આખરે એવી કઈ શક્તિ છે જેણે રાસાયણિક તત્વોને પાબંદ બનાવ્યો કે તેઓ આ પ્રકારની લાભદાયી પ્રક્રિયા કરે ? ખોરાક માનવ શરીરમાં પ્રવેશ્યા પછી એક અદ્દભૂત અને સ્વયંસંચાલિત વ્યવસ્થા દ્વારા વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે, તેને જોયા પછી એ વાત માનવાને કોઈ જ સ્થાન નથી કે આ આશ્ચર્યજનક વ્યવસ્થા આપમેળે અસ્તિત્વમાં આવી, સત્ય તો એ છે કે તેના અવલોકન પછી તો એ બાબત વધારે આવશ્યક બની જાય છે કે આપણે માનીએ કે આ સમગ્ર વ્યવસ્થા ખુદા ચલાવી રહયો છે, જેણે જીવનનું સર્જન કર્યું છે.*

(THE EVIDENCE OF GOD IN AN EXPANDING UNIVERSE P. 221)

**જગતની આ અદ્દભુત અજાયબીઓ અને સ્વયં માણસની જાતમાં રહેલી કુદરતની નિશાનીઓ વિશે ચિંતન કરવાનું આમંત્રણ આપતાં અલ્લાહ તઆલા ફરમાવે છે.**

﴿وَفِى الْاَرْضِ آيٰتٌ لِّلْمُوْقِنِيْنَ وَفِىْ اَنْفُسِكُمْ اَفَلَا تُبْصِرُوْنَ﴾

*(ધરતીમાં વિશ્વાસ કરનારાઓ માટે ઘણી નિશાનીઓ છે, અને સ્વયં તમારા અસ્તિત્વમાં છે. શું તમને સૂઝતી નથી ? (સૂરએ ઝારિયાત)*

*જો તિતલીયોં કે પરો પર ભી ફુલ કાળ્હતા હૈ*
*લોગ કેહતે હૈ ઉસકી કોઈ નિશાની નહીં !*

બીજો મહત્વપૂર્ણ અકીદો પયગમ્બરોને સાચા માનવાનો છે, અલ્લાહે આ પૃથ્વી પર માનવજાતના માર્ગદર્શન માટે પયગમ્બરોને મોકલ્યા, પયગમ્બરોના જીવનચરિત્ર અને ખાસ કરીને હઝરત મુહમ્મદ (સલ.)ના જીવન ચરિત્રને વિશ્વ સમક્ષ પ્રભાવશાળી શૈલીમાં રજૂ કરવાની જરૂરત છે. જો માનવી કોઈ પ્રકારના પૂર્વ ગ્રહ વગર નબી (સલ.) ના જીવનના સાચા સ્ત્રોતથી અભ્યાસ કરે, તો તે ચોકકસ એ વાત માની લે કે તેઓ ખુદાના સાચા પયગમ્બર છે.

ત્રીજી બુનિયાદી માન્યતા (અકીદો) મૃત્યુ પછીના જીવન વિશે છે, અલ્લાહે માનવીને આ પૃથ્વી પર કસોટી માટે મોકલ્યો છે, મૃત્યુ પછી અલ્લાહ દરેક વ્યકિતનો હિસાબ લેશે અને ન્યાય કરશે, માનવી સમક્ષ દરરોજ અનેક એવી પ્રાકૃતિક ઘટનાઓ બને છે, જે મૃત્યુ પછીનું જીવન સત્ય હોવાની જીવંત મિસાલો રજૂ કરે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે:

﴿وَاللّٰهُ الَّذِىْ اَرْسَلَ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا فَسُقْنٰهُ اِلٰى بَلَدٍ مَّيِّتٍ
فَاَحْيَيْنَا بِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۚ كَذٰلِكَ النُّشُوْرُ﴾

*"તે અલ્લાહ જ તો છે જેણે પવનોને મોકલ્યા, પછી તે વાદળો ઉઠાવે છે, પછી અમે તેને વેરાન ભૂમિ પર વરસાવીએ છીએ, પછી તેના વડે તે ભુમિને જીવાડીએ છીએ તેના મૃતપાય થવા બાદ, (મૃત્યુ પામેલા લોકોનું) ફરી જીવિત થઈ ઉઠવું પણ આવી રીતે જ હશે"*

*(સૂરએ ફાતિર : ૯)*

ડો. હારૂન યહયાએ તેમના પુસ્તક (THE TRUTH OF LIFE OF THIS WORLD) માં આનું સુંદર ઉદાહરણ રજુ કર્યુ છે

સ્વપ્નની દુનિયા – તમારા માટે હકીકત એ છે જેને તમે હાથ વડે સ્પર્શી શકો છો અને આંખો વડે જોઈ શકો છો, તમે તમારા સ્વપ્નમાં પણ પોતાના હાથ વડે સ્પર્શ કરો છો અને આંખો વડે જુઓ છો, પરંતુ વાસ્તવમાં

ન તો તમારો હાથ હોય છે કે ન તો આંખ, કોઈ એવી વસ્તુ પણ હોતી નથી જેને સ્પર્શી શકાય કે જોઈ શકાય, તમે માત્ર ભ્રમમાં હોવ છો.

*"એવી તે કઈ વસ્તુ છે જે વાસ્તવિક જીવનને સ્વપ્નોના જીવનથી અલગ કરે છે? જો આપણે સ્વપ્નમાં એક અવાસ્તવિક દુનિયામાં સરળતાથી રહી શકીએ છીએ, તો તે જ વાત આ દુનિયા માટે પણ સમાન રીતે સાચી હોય શકે, જેમાં આપણે રહીએ છીએ, આનાથી આપણને એ વાતનું ભાન થાય છે કે આપણે આ જમીન પર રહયા પછી એવી જ રીતે જાગૃત થઈએ, જેને આપણે એમ સમજીએ છીએ કે આપણે જીવન વીતાવી રહયા છે, જેમકે આપણે સ્વપ્નમાંથી જાગીએ છીએ"*

આરબ જગતના મહાન આલિમ અલ્લામા યુસુફ કરઝાવીએ પણ તેમના પુસ્તક الایمان والحیاۃ માં આ ત્રણેય અકીદાઓ સુંદર ઉદાહરણો દ્વારા સમજાવ્યા છે, તેવી જ રીતે મુહમ્મદ અલ ગઝઝાલીએ પણ તેમના પુસ્તક المحاور الخمسة للقران الكريم માં ઈસ્લામના આ બુનિયાદી અકાઈદ વિશે વિસ્તૃત ચર્ચા કરી છે.

માત્ર ભારતમાં જ નહી, સમગ્ર જગતના ગત સદીના પ્રથમ હરોળના વિદ્વાન હઝરત મૌલાના અલીમીયાં (રહ.) એ આ ત્રણ મૂળભૂત અકાઈદ વિશે લખેલા મુલ્યવાન લેખોનો સંગ્રહ ઉર્દૂમાં "તીન બુનિયાદી અકાઈદ" પુસ્તક સ્વરૂપે પ્રસિધ્ધ થયો છે, મૌલાનાએ કુર્આન અને હદીસની રોશનીમાં આ ત્રણ અકાઈદ ખૂબ પ્રભાવશાળી શૈલીમાં રજૂ કર્યા છે, મૌલાના અલી મીયાં (રહ.)ની મોહબ્બત મને મારા માનનીય ઉસ્તાદ મુફતી ઈબ્રાહીમ આછોદી સાહેબ દ્વારા વારસામાં મળી છે, મુફતી ઈબ્રાહીમ આછોદી સાહેબ મૌલાના અલીમીયાં પ્રત્યે ખુબ અખૂટ પ્રેમ ધરાવે છે.

હઝરત મવલાના અલીમીયાં (રહ.)ની રૂહાની વારસદાર મૌલાના અબ્દુલ્લાહ હસની સાહેબના હુકમથી ગોધરાના નિષ્ણાંત આલિમ મુફતી અમીન કલાના માર્ગદર્શન હેઠળ જંબુસર હાઈસ્કુલના શિક્ષક જનાબ એહમદહુસેન ગાઝી ગોધરવી સાહેબે ખૂબ જ જહેમત ઉઠાવીને આ

પુસ્તકનું ગુજરાતીમાં ભાષાંતર કર્યુ છે, તેમણે સામાન્ય વાંચકોને ધ્યાનમાં રાખીને ખૂબ સરળ ગુજરાતીમાં આ ઉપયોગી પુસ્તકનું ભાષાંતર કર્યુ છે.

ગુજરાતીમાં ત્રણ મૂળભૂત અકાઈદ વિશેનું કદાચ આ સૌપ્રથમ પુસ્તક છે, ભાષાંતરકર્તા અભિનંદનને પાત્ર છે અલ્લાહ તઆલા તેમની મહેનતને કબૂલ ફરમાવે, બુનિયાદી અકાઈદને સમજવામાં આ પુસ્તક ઉપયોગી બની રહે, તેમના માટે આખેરતના સવાબનું માધ્યમ બને અને અલ્લાહ તઆલા તેમને હજુ પણ ભવિષ્યમાં આવાં ઉપયોગી પુસ્તકોના ભાષાંતર દ્વારા દીનની સેવાની તોફીક આપે. (આમીન)

*ઈકબાલહુસેન બોકડા*

*હયાતની વાડી, ગોધરા*

*iqbalbokda@yahoo.com*



# ભૂમિકા

الحمد لله رب العالمين وصلوة والسلام على سيد المرسلين

وعلى اله وصحبه اجمعين، اما بعد

હઝરત મવલાના સૈયદ સુલેમાન નદવી (રહ.) એ કહયું છે "માનવીના આચરણને સુધારવા માટે સૌ પ્રથમ તેના હૃદય અને મનની સુધાર થવી જોઈએ, અને માનવીના હૃદય તથા ઈરાદા પર જો કોઈનું શાસન (કાબૂ) હોય તો એ તેનો વિશ્વાસ (અકીદો–માન્યતા) છે," અલ્લાહના રસૂલ (સલ.)એ અકાઈદ (વિશ્વાસ)ના પાંચ નિયમો બતાવ્યાઃ ખુદા પર ઈમાન, ફરિશ્તાઓ પર ઈમાન, પયગમ્બરો પણ ઈમાન, ખુદાએ ઉતારેલી કિતાબો ઉપર ઈમાન તથા માનવીએ કરેલા કાર્યોનો બદલો કે સજાના દિવસ પર ઈમાન.

આ તે પાંચ મૂળભૂત સિધ્ધાંતો છે, જેનુ વર્ણન પવિત્ર કુર્આનમાં અનેક સ્થાને કરવામાં આવ્યું છે, સૂરએ નિસાઅમાં તેનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું છે :

﴿يَا أَيُّهَا الَّذِيْنَ آمَنُواْ آمِنُواْ بِاللّهِ وَرَسُولِهِ وَالْكِتَابِ الَّذِىْ نَزَّلَ عَلَى رَسُولِهِ وَالْكِتَابِ الَّذِىَ أَنزَلَ مِن قَبْلُ وَمَن يَكْفُرْ بِاللّهِ وَمَلاَئِكَتِهِ وَكُتُبِهِ وَرُسُلِهِ وَالْيَوْمِ الآخِرِ فَقَدْ ضَلَّ ضَلاَلاً بَعِيْداً.﴾

*હે ઈમાનવાળાઓ ! (જરૂરી અકીદાઓ સંબંધી સાંભળો કે) અલ્લાહ ઉપર અને તેના રસૂલ (મુહમ્મદ સલ.) ઉપર યકીન રાખો તથા જે કિતાબ (કુર્આન) પોતાના રસૂલ(મુહમ્મદ સલ.) પર ઉતારી છે તેના ઉપર તથા જે કિતાબ પ્રથમ (બીજા નબીઓ પર) ઉતારીહતી તેના ઉપર, (પણ યકીન રાખો) અને જે શખ્સ અલ્લાહ પર અને તેના*

*ફરિશ્તાઓ તથા તેની કિતાબો પર તેમજ તેના રસૂલો પર અને કિયામતના દિવસ પર યકીન નહિ રાખેતો તે શખ્સ માર્ગ ભૂલી બહુ દૂર જઇ પડયો. (સૂરએ નિસાઅ – ૧૩૬)*

પવિત્ર કુર્આનમાં આ તમામ માન્યતાઓનું વારંવાર વર્ણન કરવામાં આવ્યું છે, ઉપરાંત અન્ય માન્યતાઓ જે અહલે સુન્નત વલ જમાઅતના મતાનુસર સર્વમાન્ય છે, તેમનું વર્ણન પવિત્ર કુર્આન અને હદીસમાં જોવા મળે છે, જેમકે ભાગ્ય (તકદીર)ની માન્યતા છે, તેનું વર્ણન પવિત્ર કુર્આનમાં વિભિન્ન શૈલીમાં કરવામાં આવ્યું છે, તથા હદીસ શરીફમાં ખૂબ સ્પષ્ટપણે તેને ઈમાનની શ્રેણીમાં દાખલ કરવામાં આવ્યું છે.

ઉપરોકત પૈકી તૌહીદ (એકેશ્વરવાદ)ની માન્યતા, મૃત્યુ પછીના જીવન (આખિરત)ની માન્યતા અને પયગમ્બરોની રિસાલત (ઈશ્વરીય સંદેશવહન)ની માન્યતાનુ કુર્આનમાં અનેક ઠેકાણે વર્ણન કરવામાં આવ્યું છે, આથી જ કુર્આનને "કિતાબુત્તૌહીદ" (એકેશ્વરવાદનું પુસ્તક) પણ કહેવામાં આવે છે. હઝરત મવલાના સૈયદ અબૂલ હસન અલી નદવી (રહ.) એ લખ્યું છે કે તૌહીદ વિશે કુર્આનમાં એટલું બધું સ્પષ્ટ અને બુદ્ધિગમ્ય વર્ણન છે કે માણસ કુર્આનનો અભ્યાસ કરીને ગમે તે થઈ શકે છે, પરંતુ મુશ્રિક (બહુ દેવવાદી) કદાપિ બની શકતો નથી.

એવી રીતે પયગમ્બર (સલ.)એ આખિરત (મુત્યુ પછીના જીવન) ની માન્યતા પર ખૂબ જ ભાર મૂકયો છે, અહીં સુધી કે મક્કા કાળમાં ઉતરેલ વહી (ઈશ્વરીય સંદેશ)નો અધિકતમ ભાગ એના જ પ્રચાર – પ્રસાર પર આધારિત છે.

પયગમ્બરો પર ઈમાનને આવશ્યક જાહેર કરવામાં આવ્યું છે અને અનેક સ્થળોએ તેમના ગુણો અને વિશિષ્ટતાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, કારણ કે અલ્લાહના હુકમો (આદેશો) તેનું માર્ગદર્શન અને તેની પ્રસન્નતાનું જ્ઞાન તેમના જ માધ્યમથી પ્રાપ્ત થઈ શકે છે. આ ઉપરાંત તેની કિતાબો અને ફરિશ્તાઓ પર ઈમાન આવશ્યક હોવાનું ઘોષિત કરવામાં આવ્યું છે.

હઝરત મવલાના સૈયદ સુલેમાન નદવી (રહ.)એ આ તમામ ઈમાનિયાત (આસ્થા સંબંધિત બાબતો)નું વર્ણન તેમના અજોડ પુસ્તક "સીરતુન્નબી"ના ચોથા ભાગમાં ખૂબ જ સંશોધનાત્મક રીતે ઉત્તમ શૈલીમાં કર્યુ છે.

હઝરત મવલાના સૈયદ અબૂલ હસન અલી નદવી (રહ.) એ "અરકાને અરબઆ" (ઈસ્લામાના ચાર મૂળભૂત સ્તંભો) પર કલમ ઉઠાવી તો એક એવી કૃતિ અસ્તિત્વમાં આવી જેની તમામ લેખકોએ વિશાળ મને પ્રશંસા કરી. તેમની ઈચ્છા હતી કે એવી જ શૈલીમાં ઈસ્લામના પ્રથમ સ્તંભ પર પણ કલમ ઉઠાવે અને તેમણે એ માટેની રૂપરેખા પણ તૈયાર કરી હતી, પરંતુ એ કામ પૂર્ણ ન થઈ શકયું. તેમના ચાહકોએ વિચાર્યુ કે મવલાનાએ અકીદાઓ – માન્યતાઓ વિશે સમયાંતરે વિવિધ શૈલીમાં જે કંઈ લખ્યું છે તે વિભિન્ન સામયિકો, પત્રિકાઓની ફાઈલોમાં મોજુદ છે, જો તેને એકત્ર કરીને છપાવવામાં આવે તો લાભદાયી નિવડશે. મારા આદરણીય ભાઈ મવલાના બિલાલ સાહેબ બધાના ધન્યવાદને પાત્ર છે. જેમણે પોતાનું સૌભાગ્ય સમજીને મહેનત તથા શોધખોળ કરીને એ તમામ લેખ સંકલિત કર્યા. આમ તૌહીદ, રિસાલત અને આખિરત જે અકીદાઓનો મૂળભૂત તથા અતિઆવશ્યક ભાગ છે, તેના વિશે કેટલાક લેખ ઉપલબ્ધ થયા જે અલ્લાહના નામથી છપાવવામાં આવી રહયા છે, અલ્લાહ તઆલા આ મહેનતને કબૂલ ફરમાવે અને માર્ગ ભૂલેલા જગતમાં તૌહીદની માન્યતાને ફેલાવવામાં, દઢ થવામાં તથા રિસાલતની શ્રધ્ધાને સમજવામાં તેમજ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અંતિમ નબી હોવાની શ્રધ્ધાને માનીને તેને ઈમાનનો ભાગ બનાવવામાં ઉપયોગી નીવડે અને આ કાર્યને ભલાઈ તથા બરકતને પાત્ર બનાવીને લાભદાયી બનાવે. (આમીન)

*મવલાના સૈયદ અબ્દુલ્લાહ હસની નદવી*
*(દારૂલ ઉલૂમ નદવતુલ ઉલમા – લખનૌ)*

# પ્રસ્તાવના

ઈસ્લામ ધર્મની સૌ પ્રથમ વિશિષ્ટતા અને સ્પષ્ટ નિશાની 'અકીદા' (વિશ્વાસ) પર ભાર અને સૌ પ્રથમ આ સમસ્યાને હલ કરવાની તાકીદ છે, હઝરત આદમ (અલૈ.)થી લઈને હઝરત મુહમ્મદ મુસ્તુફા (સલ.) સુધી બધા નબીઓ એક નિશ્ચિત અકીદા (જે તેમને વહી દ્વારા પ્રાપ્ત થયો હતો) દાવત આપતા અને તેની માંગ કરતા હતા, અને તેના મુકાબલામાં કોઈ સમાધાન અથવા કોઈ અન્ય વસ્તુ પર તૈયાર ન થતા. તેમની નજીક શ્રેષ્ઠ અખ્લાકી જિંદગી અને સારુ આચરણ, નેકી અને સદર્કમ, સાચી રીતભાત, સાર્થકતાની જીવતી આકૃતિ અને આદર્શ પ્રતિમૂર્તિ, ભલે તેનાથી કોઈ શ્રેષ્ઠ સલતનતની સ્થાપના, કોઈ સારા સમાજનું અસ્તિત્વ અને કોઈ લાભદાયક ક્રાંતિ થઈ હોય, ત્યાં સુધી કોઈ લાભ (મુલ્ય) નથી જયાં સુધી તેમની બધી કોશિશો આ અકીદાની બુનિયાદ પર ન હોય, આ તે સીમાચિહ્ન અને સ્પષ્ટ રેખા છે જે નબીઓની દાવત અને રાષ્ટ્રીય નેતાઓ, રાજનૈતિક લીડરો, ક્રાંતિકારીઓ તથા દરેક તે વ્યકિત વચ્ચે દોરી દીધી જેની સોચ અને સ્ત્રોથ (ઉન્નતિસ્થાન) નબીઓની તાલીમ તથા જીવન ચરિત્રોથી કોઈ અલગ હોય. (૧)

કુર્આન શરીફ પરિવર્તનથી સુરક્ષિત અને કયામત સુધી બાકી રહેનારી આસમાની કિતાબ છે, અને અંતિમ નબી (સલ.)નું જીવન ચરિત્ર, જે બધા નબીઓના જીવન ચરિત્રોમાં એવું જીવન ચરિત્ર છે,

---

*(૧) આધુનિક યુગમાં બગડેલી પરિસ્થિતિને કારણે કેટલાક લોકોમાં આ વૃત્તિ પેદા થઈ ગઈ છે કે તે બધી વ્યકિતઓને જે ક્રાંતિનો નારો લગાવે અથવા કોઈ મહાશકિતને પડકારે, અકીદાનો દરેક બગાડ અને વિચાર તેમજ દ્રષ્ટિકોણની દરેક ખરાબીને માફ કરી દે છે, અને અકીદાની સમસ્યાની ઉપેક્ષા કરે છે, બલ્કે તેનાથી ઉલ્ટુ તે લોકોની ઉપર ટીકાની વર્ષા વરસાવવામાં આવે છે, અને કયારેક અસત્ય તાકતોથી સાંઠગાંઠ કરી લેવાનો આરોપ પણ લગાવવામાં આવે છે, જે આ મોકા પર અકીદાના વિષય પર પ્રશ્ન ઉઠાવે, અને તે વ્યકિતના અકીદા વિશે કોઈ પ્રશ્ન કરે, આ વિચારધારા અને આચરણ દીની મિજાઝ (સ્વભાવ) અને નબવી ઢંગથી કોઈ સંબંધ ધરાવતી નથી.*

જેની ઉપર ઐતિહાસિક અને બુધ્ધી દ્વારા વિશ્વાસ કરવામાં આવે છે. અને જેનાથી દરેક યુગમાં વ્યવહારિક લાભ પ્રાપ્ત કરી શકાય છે. આ વાસ્તવિકતાના અનેક તર્ક તેમજ સુબુત ઉપલબ્ધ થયા છે, તેના કેટલાક ઉદાહરણો નીચે આપ્યા છે.

આ સંબંધમાં સ્પષ્ટ આ આયત છે, જેમાં અલ્લાહ તઆલાએ પોતાના ખલીલ (ઘનિષ્ટમીત્ર) હઝરત ઈબ્રાહીમ (અલૈ) ના અને ધૈર્ય અને હૃદયની કોમળતામાં વિશેષ પ્રશંસા કરી છે.

﴿إِنَّ إِبْرَاهِيمَ لَحَلِيمٌ أَوَّاهٌ مُّنِيبٌ﴾

*તરજુમો :– ખરેખર, ઇબ્રાહીમ (અલૈ.) સહનશીલ, નરમ દિલ, રજુ રહેનાર હતા. (સૂરએ હૂદ – ૭૫)*

અને તેમના સાથીઓ તેમજ અનુયાયીઓની આચરણ, જિંદગીના ઉસૂલ (સિધ્ધાંતો) અને મિજાઝ (સ્વભાવ) અને મજાકને આ રીતે બયાન કર્યા છે.

﴿قَدْ كَانَتْ لَكُمْ أُسْوَةٌ حَسَنَةٌ فِيْ إِبْرَاهِيمَ وَالَّذِينَ مَعَهُ إِذْ قَالُوا لِقَوْمِهِمْ إِنَّا بُرَآؤُا مِنكُمْ وَمِمَّا تَعْبُدُونَ مِن دُونِ اللَّهِ كَفَرْنَا بِكُمْ وَبَدَا بَيْنَنَا وَبَيْنَكُمُ الْعَدَاوَةُ وَالْبَغْضَاءُ أَبَداً حَتَّى تُؤْمِنُوا بِاللَّهِ وَحْدَهُ إِلَّا قَوْلَ إِبْرَاهِيمَ لِأَبِيهِ لَأَسْتَغْفِرَنَّ لَكَ وَمَا أَمْلِكُ لَكَ مِنَ اللَّهِ مِن شَيْءٍ رَّبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَإِلَيْكَ أَنَبْنَا وَإِلَيْكَ الْمَصِيرُ .﴾

*તરજુમો : અલબત્ત, તમારા માટે (આવા પ્રસંગે) ઇબ્રાહીમ (અલૈ.)નો તથા જે (ઇમાનવાળા) તેમની સાથે હતા તેમનો એક ઉમદા (અનુકરણને પાત્ર) નમૂનો હતો, જ્યારે તેમણે પોતાની કૌમને કહ્યું કે અમે તમારાથી તથા જેઓને તમે અલ્લાહના સિવાય પૂજો છો તેઓથી નારાજ છીએ અને તમારા (ધર્મ) વિશે ઇનકાર કર્યો અને અમારી તથા તમારી વચ્ચે દુશ્મની અને વેર સદા માટે જાહેર થઇ ગયું. એટલે સુધી કે તમે એકલા અલ્લાહ પર ઇમાન ન લાવો, પરંતુ ઇબ્રાહીમ*

*(અલૈ.)એ પોતાના બાપને માત્ર એટલું જ કહ્યું હતું કે હું તમારા માટે જરૂર ક્ષમાની દુઆ માંગીશ, (૧) પણ અલ્લાહની હુજૂરમાં તમારા માટે હું કંઇ જ સત્તા ધરાવતો નથી. હે અમારા પરવરદિગાર ! અમે તારા જ ઉપર ભરોસો કર્યો અને તારા જ તરફ રજૂ થયા અને તારા જ તરફ (સૌને) પાછા ફરવાનું છે. (સૂ. મુમતહિનહ – ૪)*

**અકીદાની અગત્યતા અને અલ્લાહની નજીક તથા દૂરીનો માપદંડ તેનાથી વધારે સ્પષ્ટ કર્યો હોઈ શકે કે સૂરએ કાફિરૂન મક્કા મુકર્રમામાં તે વખતે ઉતરી જયારે હાલાતની માંગ હતી કે વિનમ્રતાથી કામ લેવામાં આવે, ઈબાદત અને અકીદાની બુનિયાદ પર દુશ્મની પેદા ન કરવામાં આવે, અને આ સમસ્યાને ત્યાં સુધી સ્થગિત રાખવામાં આવે જયાં સુધી ઈસ્લામને શકિત પ્રાપ્ત ન થઈ જાય અને સામાન્ય રીતે શાંતિ અને સલામતી હોય, પરંતુ કુર્આન શરીફ સાફ એલાન કરે છે.**

﴿قُلْ يَا أَيُّهَا الْكَافِرُونَ - لَا أَعْبُدُ مَا تَعْبُدُونَ - وَلَا أَنْتُمْ عَابِدُونَ مَا أَعْبُدُ - وَلَا أَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ - وَلَا أَنْتُمْ عَابِدُونَ مَا أَعْبُدُ - لَكُمْ دِيْنُكُمْ وَلِيَ دِيْنِ﴾

*તરજુમો : (હે મુહમ્મદ સલ. !) આપ ફરમાવી દો કે હે કાફિરો ! જે (મૂર્તિઓ)ને તમે પૂજો છો તેને હું નથી પૂજતો અને ન તમે તે (અલ્લાહ)ને પૂજો છો જેને હું પૂજું છું. અને ન મારે તે (મૂર્તિઓ)ને પૂજવી છે જેની તમે પૂજા કરો છો અને ન તમે તે (અલ્લાહ)ને પૂજશો જેને હું પૂજું છું. તમારા માટે તમારો માર્ગ અને મારા માટે મારો માર્ગ છે. (સૂ. કાફિરૂન ૧થી ૭)*

---

*(૧) કદાચ કેટલાક લોકોના દિલોમાં એ શંકા ઉત્પન્ન થાય કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ પોતાના મુર્તિપૂજક પિતાથી દુઆ અને ઈસ્તિગફાર (માફી)નો વાયદો કેમ કર્યો ? તેનો જવાબ સૂરએ બરાઅતની આયત નં ૧૧૩ – ૧૧૪ માં મોજુદ છે કે તેઓએ તે વાયદાનું પાલન કર્યું, પરંતુ જયારે તેમને ખબર પડી કે તેઓ તો ખુદાના દુશ્મન છે, તો તેમનાથી તિરસ્કાર કરવા લાગ્યા, અને તેમને તેમનાથી છુટકારાનું એલાન કર્યું , હવે હમેશાં માટે આ ઉસૂલ (સિધ્ધાંત) બનાવી દેવામાં આવ્યો.*

# પ્રકરણ - ૧

# તૌહીદ (એકેશ્વરવાદ)

**તૌહીદ (એકેશ્વરવાદ) એક માનવીય આવશ્યકતા :-**

માનવી સંપૂર્ણપણે જરૂરતમંદ, વિવશ અને બધી ઈચ્છાઓ તથા આકાંક્ષાઓનું પુતળું છે, તેની જરૂરતો અગણિત અને અસંખ્ય છે, તેની શારીરિક અને આધ્યાત્મિક આકાંક્ષાઓ (અપેક્ષાઓ) અસંખ્ય અને તેના સ્વભાવમાં લોભ અને અસંતોષ છે, માટે તે કોઈ એવી વ્યકિતના સહારે જીવી શકતો નથી જેની શકિત અને અધિકાર, જેની બખ્શિસ અને રોજી, જેનું જ્ઞાન વગેરે ભલે ગમે તેટલુ વિસ્તૃત અને વિશાળ હોવા છતાં, તે બધુ મર્યાદિત છે.

માનવી પોતાની પ્રકૃતિમાં કાચથી વધારે નાજુક અને પાણીના પરપોટાથી વધારે કમજોર છે. તે પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા અનેક ચીજોનો મોહતાજ છે, અને આ દુનિયામાં અનેક વસ્તુઓ તેની દુશ્મન છે. તેની રક્ષા તે જ કરી શકે છે જેની સત્તા સમગ્ર સૃષ્ટિ પર હોય, સમગ્ર વિશ્વ પર તેનો અધિકાર હોય, વસ્તુઓનો પ્રભાવ અને તેના ગુણો તેના હાથમાં હોય, તે તમામને પેદા કરનાર હોય, તે જ વ્યવસ્થાપક હોય, અને તે વ્યવસ્થામાં પરિવર્તન લાવવાની શકિત ધરાવતો હોય, તે સમગ્ર સૃષ્ટિને નષ્ટ કરી દેવાની ક્ષમતા ધરાવતો હોય, તેની શકિતમાં લેશમાત્ર ધ્રુજારી કે તેની હુકુમતમાં લેશમાત્ર અસ્થિરતા પેદા ન થાય, કારણ કે એક ઘડીની અસ્થિરતા કે નાનકડી ભુલ સમગ્ર સુષ્ટિને વિનાશ અને સમગ્ર કારખાનાને અસ્ત વ્યસ્ત કરી નાખે છે, જેનુ જ્ઞાન સર્વવ્યાપી હોય અને તે દરેક સમયે જાગૃત હોય, ભુલ ચુક, ગફલત અને ઊંઘ તેને ન આવતી હોય, કારણ કે આકાશો – જમીન અનેક છે અને તેમાં રહેલી મખલૂક (સૃષ્ટિ)ની જરૂરતો અનહદ અને અગણિત છે અને એવી છુપી છે કે તે મખલૂકને પોતાને જ

ખબર નથી, તેને નાના બાળક કરતા વધુ પાલન પોષણની તેમજ સંરક્ષણની જરૂરત છે, માટે તેને એવી હસ્તી (માલિક)ની જરૂરત છે જે માતા–પિતા કરતા વધુ પ્રેમાળ હોય, પરંતુ તેના પ્યારમાં દયા અને સમજ શકિત બંને હોય કારણ કે તેના માટે બંને અનિવાર્ય છે. જોકે આ દુનિયામાં નજર કરીશું તો ખ્યાલ આવશે કે એવી હસ્તી અલ્લાહ સિવાય કોઈ જ નથી, જમીન–આસમાનની અનેક નિશાનીઓ, દલીલો આ સનાતન સત્ય તરફ આપણી દિશા–નિર્દેશ કરે છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿سَنُرِيهِمْ آيَاتِنَا فِي الْآفَاقِ وَفِي أَنْفُسِهِمْ حَتَّى يَتَبَيَّنَ لَهُمْ أَنَّهُ
الْحَقُّ أَوَلَمْ يَكْفِ بِرَبِّكَ أَنَّهُ عَلَى كُلِّ شَيْءٍ شَهِيدٌ﴾

*તરજુમો :– હવે અમે તેઓને અમારી નિશાનીઓતેઓની આજુબાજુમાં તેમજ ખુદ તેઓની હસતીઓમાં પણ દેખાડીશું, એટલે સુધી કેતેઓને જાહેર થઇ જશે કે આ (કુર્આન) સત્ય જછે; શું આપનો પરવરદિગાર આ વાત (આપની સત્યતા) માટે પૂરતો નથી કે બેશક તે દરેક વસ્તુપર સાક્ષી છે. (સૂરએ હા – મીમ – સજદહ : ૫૩)*

આથી પૂજા – ઈબાદત અને બંદગીને પાત્ર તેની જ જાત છે.

**ધોકો અને ગફલત (બેધ્યાનપણું) :**

પરંતુ આ દુનિયામાં ભ્રામક (છેતરામણું) ફાયદાઓ અને નુકસાનની મૃગતૃષ્ણા એવી રીતે હિલોળા લઈ રહી છે કે માનવીની નજર વારે ઘડીએ છેતરાઈ જાય છે, અને પોતાના જેવી અસંખ્ય નિઃસહાય અને અધિકારહીન વસ્તુઓ વ્યકિતઓને લાભ તથા નુકસાન પહોંચાડનાર અને હકદાર – સમર્થ સમજીને પોતાના પૂજનીય કે પ્રાર્થનાને લાયક બનાવે લે છે, અને આ ભ્રમ કયારેક તો જીવનભર નથી તુટતો.

માનવી ખાય – પીને પડયો રહે તથા તેનો વંશ ચાલતો રહે અને કયારેક જ્ઞાનમાં આકાશના તારા તોડી લાવે કે વિશાળ સમુદ્રો અને રણ પ્રદેશો પાર કરી લે, પરંતુ તે પોતાને પેદા કરનારને ન ઓળખે તો તેનાથી મોટું અજ્ઞાન શું હોઈ શકે ? પરંતુ દુનિયામાં આવુ જ થઈ રહયું હતુ, કરોડો

માનવીઓ પોતાને પેદા કરનારને જાણતા ન હોતા, પિતાજીને જાણતા હતા, પરંતુ પિતાજીને કોણે પેદા કર્યા,તેમના પિતાજીને કોણે પેદા કર્યા તે જાણતા ન હતા, બ્રહમાંડ કોણે બનાવ્યુ ? ધરતી અને આકાશનું સર્જન કોણે કર્યુ ? પહાડો કોણે ઉભા કર્યા ? આ બાગ – બગીચાઓ કોણે બનાવ્યા, તથા આજીવિકા કોણ પુરી પાડે છે ? સારૂ અને ખરાબ ભાગ્ય કોણે બનાવ્યું. જીવન અને મૃત્યુના માલિક કોણ છે? આજે કોઈ ગુજરાતી અને અંગ્રેજી નથી ભણ્યો તો લોકો તેને અભણ કહે છે અને જો કોઈ મુસલમાન ઉર્દૂ નથી જાણતો તો મુસલમાનો તેને અભણ કહેશે, અને જો અરબી શિખ્યો નથી તો આરબો તેને ઉમ્મી (અભણ) કહેશે. પરંતુ તેનાથી વધુ અજ્ઞાનતા કઈ હોઈ શકે તે પોતાના પેદા કરનારને જ ન જાણે કે તે જ ઈબાદતને લાયક છે, દુનિયા તેનાથી અજ્ઞાન છે એટલા માટે અલ્લાહે દુનિયામાં નબીઓને મોકલ્યા.

**સર્વશ્રેષ્ઠ જ્ઞાન**

નબીઓ દ્વારા જે જ્ઞાન લોકોને પહોંચે છે તેમાં સૌથી શ્રેષ્ઠ અને મહત્વ પૂર્ણ જ્ઞાન અલ્લાહની જાત અને સીફાત (ગુણો) નું જ્ઞાન છે, આ જ્ઞાનનો સ્ત્રોત માત્ર નબીઓ જ છે, કારણ કે આ જ્ઞાનના સ્ત્રોત–સંસાધન તથા તેની માહિતી તેમજ તેની જાણકારી માનવીની પહોંચની બહાર છે, અહીંયા તર્કને કોઈ સ્થાન નથી, અલ્લાહનો કોઈ નમૂનો કે જોડ–છબી નથી, તે દરેક પ્રકારની સમાનતા (સામ્યતા) થી પાક અને ઉચ્ચ છે, તે દરેક વિચારો – અનુભવો અને એહસાસો (અનુભુતિ) થી પાક છે જેનાથી માનવી પરિચિત છે. તથા જેનાથી તે ભૌતિક જીવનમાં કામ લે છે, અહિંયા બુદ્ધિનુ તર્ક અને પ્રતિભા કંઈ પણ કામ આવતુ નથી, આ તે મેદાન નથી જયા અકકલના ઘોડા દોડાવામાં આવે, અને અનુમાનોની પતંગો ઉડાવવામાં આવે.

આ જ્ઞાન એટલા માટે સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ જાહેર કરવામાં આવ્યું છે કે તેમાં જ માનવીની ભલાઈ અને સફળતા છે, તથા આ અકીદાઓ અને અમલો (કાર્યો) નૈતિકતા (અખ્લાક) અને સભ્યતા –

સંસ્કૃતિની બુનિયાદ છે, તેને લીધે જ મનુષ્ય પોતાની હકીકત જાણી શકે છે, સૃષ્ટિનું ઉખાણુ ઉકેલી શકાય છે. અને જિંદગીનું રહસ્ય જાણી શકાય છે તેના દ્વારા જ પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી શકે છે. પોતાની જીવનશૈલીના વિષયમાં નિર્યણ, પૂર્ણ વિશ્વાસ, સમજ અને સ્પષ્ટતાની સાથે સાથે પોતાનુ ધ્યેય નકકી કરી શકે છે.

આથી દરેક કોમ અને જાતિ તથા દરેક યુગમાં આ જ્ઞાનને ઉચ્ચ સ્થાન મળ્યું છે અને દરેક ગંભીર, શુભ ચિંતક, લક્ષ્ય ધારક તથા પરિણામની ચિંતા કરનાર માનવીએ આ જ્ઞાનથી ઘનિષ્ઠ રૂચિ અને સંબંધનું પ્રદર્શન કર્યુ છે કારણ કે આ જ્ઞાનથી વંચિત રહેવું (જો જાણી જોઈને હોય અથવા અજાણે હોય) એવી નિષ્ફળતાનુ કારણ છે કે તેનાથી વધીને કોઈ નિષ્ફળતા નથી, અને એવી બરબાદી તથા વિનાશનુ કારણ છે. જેનાથી વધીને કોઈ બરબાદી નથી.

**<u>પયગમ્બરોની આવાહન (દાવત)ની રીત :</u>**

નબીઓએ સત્યને સ્પષ્ટ કરવા અને લોકોની દ્રષ્ટિના ભ્રમને દૂર કરવા માટે બે રીતો અપનાવી હતી.

(૧) અલ્લાહ તઆલાની સીફાતો (ગુણો)નું વારંવાર વર્ણન કર્યુ, એટલા માટે કે શિર્ક તથા અજ્ઞાનતાના વિષ માટે એનાથી વધીને કોઈ ઔષધ નથી, શિર્ક,અજ્ઞાનતા અને ખુદાથી દૂરી તેમજ અલ્લાહના ગેર પ્રત્યે લગાવ અને વ્યસ્તતાનુ મુખ્ય કારણ ખુદાને ન ઓળખવો અને તેના સીફાતો તથા કાર્યો થી અપરિચિત અથવા ગફલત છે, એટલા માટે ફરમાવ્યુ,

﴿وَمَا قَدَرُوا اللَّهَ حَقَّ قَدْرِهِ وَالْأَرْضُ جَمِيعاً قَبْضَتُهُ يَوْمَ الْقِيَامَةِ
وَالسَّمَاوَاتُ مَطْوِيَّاتٌ بِيَمِينِهِ سُبْحَانَهُ وَتَعَالَى عَمَّا يُشْرِكُونَ﴾

*તરજુમો : અને તેઓએ અલ્લાહની જેવી કદર કરવી ઘટે તેવી કદર કરી નથી, પણ (તેની શાન એવી છે કે) કિયામતના દિવસે આખી પૃથ્વી તેની એક મુઠ્ઠીમાં હશે અને આકાશો તેના જમણા હાથમાં વિંટળાયેલા હશે, તે ખુદાવંદ પવિત્ર છે અને તેઓ જે શિર્ક કરે છે તેથી તે ઉચ્ચતર છે.* *(સૂરએ ઝુમર : ૬૭)*

(૨) અલ્લાહ સિવાયની બધુ મખ્લુક તથા સમગ્ર સૃષ્ટિની અસલ હકીકત અને તેમની વાસ્તવિતકતા વર્ણન કરી દીધી, જેથી આંખેથી પડદો હટી જાય, અને પ્રકાશમાં જોવામાં આવે કે તે હકીકતમાં શું છે અને તે પોતાના માટે તથા બીજાઓ માટે કયાં સુધી ફાયદા કારક નિવડી શકે છે, તેમની સાથે ઈબાદત – બંદગીનો મામલો, તેનાથી નફો – નુકસાન કાર્યપૂર્તિની અપેક્ષા તેમના સમર્થન અને સંરક્ષણ પર વિશ્વાસ, તેના જ્ઞાન પર વિશ્વાસ તથા તેના સહારે જીવવું કેટલુ અનુકુળ અને યોગ્ય છે?

અલ્લાહ તઆલાના સીફાત સંબંધે આ મહાપુરૂષોએ સૈધાંતિક અને ક્રાંતિકારી વાતો કરી જેનાથી જીવનની દિશા બદાલય જાય છે, જેમકે તે સમદ છે, અર્થાત સમગ્ર સૃષ્ટિ અને જગતના દરેક કણ પોતાના અસ્તિત્વ તથા અસ્તિત્વ સંબંધી દરેક વસ્તુઓમાં તેનો મોહતાજ છે, અને તે કયારે કોઈ વસ્તુનો મોહતાજ નથી, રચના અને સર્જનની સાથે સાથે સૃષ્ટિનું સમગ્ર કારખાનું તે એકલો જ ચલાવે છે તથા આસમાનથી લઈ જમીન સુધી તેની સત્તા અને હુકૂમત છે.

﴿ أَلَا لَهُ الْخَلْقُ وَالْأَمْرُ تَبَارَكَ اللَّهُ رَبُّ الْعَالَمِينَ ﴾

*તરજુમો : યાદ રાખો કે ઉત્પન્ન કરવું તેમજ હુકમ કરવો ખાસ તેનું જ કામ છે. અલ્લાહ બહુ ખૂબીવાળો છે, જે આખા જગતનો માલિક છે. (સૂરએ અઅરાફ : ૫૪)*

﴿ يُدَبِّرُ الْأَمْرَ مِنَ السَّمَاءِ إِلَى الْأَرْضِ ثُمَّ يَعْرُجُ إِلَيْهِ فِي يَوْمٍ كَانَ مِقْدَارُهُ أَلْفَ سَنَةٍ مِّمَّا تَعُدُّونَ ﴾

*તરજુમો : તે જ આકાશથી લઈ પૃથ્વી સુધી દરેક બાબતની વ્યવસ્થા કરે છે. (સૂરએ સિજદા – ૫)*

અને આ રાજય સત્તામાં કોઈ તેનો મદદનીશ અને ભાગીદાર નથી.

﴿ وَقُلِ الْحَمْدُ لِلَّهِ الَّذِي لَمْ يَتَّخِذْ وَلَدًا وَلَمْ يَكُن لَّهُ شَرِيكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُن لَّهُ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيرًا ﴾

*તરજુમો: અને ફરમાવી દો કે સૌ ખૂબીઓ (ખાસ) અલ્લાહના જ માટે છે, જે અવલાદ રાખતો નથી અને જેનો બાદશાહીમાં કોઇ ભાગીદાર નથી અને તે એવો નથી કે નબળાઇના કારણે તેનો કોઇ મદદગાર હોય અને આપ અલ્લાહને મોટો ગણી તેની ખૂબ વડાઇ બયાન કર્યા કરો. (સરએ બની ઈસ્રાઈલ :૧૧૧)*

﴿وَمَا لَهُ مِنْهُم مِّن ظَهِيرٍ﴾

*તરજુમો : તેમજ તેઓમાંથી કોઇ (કંઇ જ કામમાં) અલ્લાહનો સહાયક પણ નથી. (સૂરએ સબા : ૨૨)*

﴿وَلِلَّهِ خَزَائِنُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلَٰكِنَّ الْمُنَافِقِينَ لَا يَفْقَهُونَ﴾

*તરજમો : જો કે આકાશો તથા પૃથ્વીના ખજાના અલ્લાહના જ છે, પરંતુ એ મુનાફિકો સમજતા નથી. (સૂરએ મુનાફિકુન –૭)*

﴿بَلْ يَدَاهُ مَبْسُوطَتَانِ يُنفِقُ كَيْفَ يَشَاءُ﴾

*તરજુમો : બલકે તે (અલ્લાહ)ના તો બન્ને હાથ ખુલ્લા છે. તે જેમ ચાહે તેમ ખર્ચ કરે છે. (સૂરએ માઈદહ :૬૪)*

﴿وَاللَّهُ يَرْزُقُ مَن يَشَاءُ بِغَيْرِ حِسَابٍ﴾

*તરજુમો : અને (શ્રેષ્ઠતાનોઆધાર ધન પર નથી) રોજી તો અલ્લાહ (જેને) ચાહે છે તેને બેહદ આપી દે છે. (સૂરએ બકરહ : ૨૧૨)*

એટલા માટે લોભી માનવીઓની ઝોલી તે જ ભરી શકે છે અને તેમની સંતૃપ્તિ (સંતોષ) તે જ કરી શકે છે. માત્ર તે જ આંતરિક અને બાહય ભેદો તથા મનની વાતોનું જ્ઞાન ધરાવે છે. માત્ર તે જ બધું જાણનાર છે, عالم الغيب والشهادة ગુપ્ત અને જાહેરનો જાણનાર છે, يعلم خائنة الأعين وما تخفى الصدور તે આંખોની ચોરી અને મનમાં છુપાયેલી વાતોનો જાણનાર છે, એટલા માટે જ માત્ર તેના જ્ઞાન પર ભરોસો કરવામાં આવે છે, તે જ દિલની ઈચ્છાઓ અને જીવનની આવશ્યકતાઓનો

જાણનાર છે અને તે જ આવશ્યકતાઓ પૂરી કરનાર છે. તે જ માનવીની રક્ષા કરે છે અને તેના રક્ષકો માનવીની રક્ષા માટે નિયુકત છે.

﴿لَهُ مُعَقِّبَاتٌ مِّن بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهِ يَحْفَظُونَهُ مِنْ أَمْرِ اللَّهِ﴾

*તરજુમો : (વળી) માનવજાતિ માટેતેની આગળ અને પાછળ રહેતા વારાફરતી આવનાર ચોકીદારો છે, જે અલ્લાહના હુકમ અનુસાર તેની રક્ષા કરે છે. (સૂરએ રઅદ : ૧૧)*

પછી તે નજીક લોકોથી વધુ નજીક છે અને માનવીની ધોરીની નસથી વધુ નજીક છે, અને મરનારના ઉપચારકોથી વધુ નજીક છે.

﴿وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْ حَبْلِ الْوَرِيْدِ﴾

*તરજુમો : અને (ઇલ્મમાં) અમે માનવીથી તેની ધોરી નસ કરતાં પણ વધુ નજીક છીએ. (સૂરએ કાફ : ૧૬)*

﴿وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْكُمْ وَلٰكِن لَا تُبْصِرُوْنَ﴾

*તરજુમો : અને (તે વખતે) અમે તમારા કરતાં તેનાથી વધુ નજીક હોઇએ છીએ. (સૂરએ વાકિઅહ : ૮૫)*

તે અલ્લાહ દરેકની દુઆ અને આજીજીને દરેક જગ્યાએ અને દરેક સમયે સાંભળે છે તેના અને બંદાની વચ્ચે કોઈ દિવાલ કે આડ નથી, અને તેને ત્યાં દુઆને સ્પષ્ટ કરવા માટે કોઈ માધ્યમ કે સિફારિસીની જરૂર નથી.

﴿وَإِذَا سَأَلَكَ عِبَادِىْ عَنِّىْ فَإِنِّىْ قَرِيْبٌ أُجِيْبُ دَعْوَةَ الدَّاعِ إِذَا دَعَانِ فَلْيَسْتَجِيْبُوا لِىْ وَلْيُؤْمِنُوا بِىْ لَعَلَّهُمْ يَرْشُدُوْنَ﴾

*તરજુમો : અને (હે નબી સલ. !) જ્યારે મારા બંદા મારા વિશે આપને પૂછે તો (ફરમાવી દો કે) હું તો (તમારી) નજીક જ છું; જ્યારે કોઇ મારાથી (યોગ્ય) દુઆ માંગે છે ત્યારે દુઆ માંગનારની દુઆને કબૂલ કરું છું માટે તેઓએ પણ મારી આજ્ઞાઓનું પાલન કરવું જોઇએ અને મારા ઉપર ઈમાન લાવવું જોઇએ. તો આશા છે કે તેઓ ભલાઇ પ્રાપ્ત કરી શકશે. (સૂરએ બકરહ : ૧૮૬)*

તેનો પ્રેમ અને સ્નેય અસીમ છે. માતા – પિતાની મુહબ્બત માત્ર તેના પાલન – પોષણ અને મહેરબાનીનો અદના નમૂનો છે.

તે જ અલ્લાહ હમેશાં જીવંત અને જાગૃત છે કારણ કે તે જમીન અને આકાશની સંભાળ રાખનાર છે અને તેમની વ્યવસ્થા તે ખુદાના હાથમાં જ છે, ખુદાને ત્યાં કોઈ સમયે ગફલત અને ભૂલ નથી.

﴿اللّٰهُ لَا إِلَٰهَ إِلَّا هُوَ الْحَيُّ الْقَيُّومُ لَا تَأْخُذُهُ سِنَةٌ وَلَا نَوْمٌ﴾

*તરજુમો : અલ્લાહ સિવાય કોઇ પણ પૂજ્ય નથી. તે સજીવ (અને) સર્વ (જગત)નો રક્ષક છે, ન તેને ઝોકું આવે છે અને ન ઊંઘ;*

*(સૂરએ બકરહ : ૨૫૫)*

તેની વિરૂધ્ધ અલ્લાહે બધી મખલુક માટે તે બધા ગુણો સાબિત કર્યા જે ખુદાઈ ગુણોની વિરૂધ્ધ અને ઉલટા સાબિત થયા છે, આ ગુણોને સમુહ બંદગી, નિઃસહાયતા, અશકિત તેમજ અસર્થતા છે.

﴿لَهُ دَعْوَةُ الْحَقِّ وَالَّذِينَ يَدْعُونَ مِن دُونِهِ لَا يَسْتَجِيبُونَ لَهُم بِشَيْءٍ إِلَّا كَبَاسِطِ كَفَّيْهِ إِلَى الْمَاءِ لِيَبْلُغَ فَاهُ وَمَا هُوَ بِبَالِغِهِ وَمَا دُعَاءُ الْكَافِرِينَ إِلَّا فِي ضَلَالٍ﴾

*તરજુમો : (વળી તે એવો છે કે) તેને જ પુકારવું સત્ય છે અને અલ્લાહના સિવાય જેઓને તેઓ પુકારે છે તે તેઓના જરાય કામ આવતા નથી; પરંતુ જેમ કે કોઇ પોતાના બન્ને હાથ પાણી તરફ ફેલાવે કે પાણી તેના મોં સુધી આવી પહોંચે, પણ તેના મોં સુધી તે પહોંચનાર જ નથી અને કાફિરોની જેટલી દરખાસ્ત છે તે નરી ગુમરાહી જ છે.* *(સૂરએ રઅદ : ૧૪)*

﴿يَا أَيُّهَا النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوا لَهُ إِنَّ الَّذِينَ تَدْعُونَ مِن دُونِ اللَّهِ لَن يَخْلُقُوا ذُبَابًا وَلَوِ اجْتَمَعُوا لَهُ وَإِن يَسْلُبْهُمُ الذُّبَابُ شَيْئًا لَّا يَسْتَنقِذُوهُ مِنْهُ ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوبُ مَا قَدَرُوا اللَّهَ حَقَّ قَدْرِهِ إِنَّ اللَّهَ لَقَوِيٌّ عَزِيزٌ﴾

તરજુમો : હે લોકો ! એક ઉદાહરણ વર્ણન કરવામાં આવે છે તેને ધ્યાનપૂર્વક સાંભળો. એમાં કંઈ જ શંકા નથી કે અલ્લાહને છોડી તમે જે વસ્તુઓને પૂજો છો, તે ભલેને સૌ એકત્ર થઈ જાય તો પણ કદાપિ એક માખ સરખી પેદા કરી શકતા નથી અને જો માખ તેઓની પાસેથી કંઈ ખૂંચવી લઈ જાય તો તેઓ તે વસ્તુને તેની પાસેથી છોડાવી શકતા નથી. એવા પૂજક તથા પૂજ્ય અશક્તત છે. અલ્લાહની જેવી તા'ઝીમ કરવી જોઈએ તેવી તેઓએ કરી નહિ. બેશક, અલ્લાહ મહા બળવાન અને જોરાવર છે. (સૂરએ હજ્જ : ૭૩ – ૭૪)

﴿مَثَلُ الَّذِينَ اتَّخَذُوا مِن دُونِ اللَّهِ أَوْلِيَاءَ كَمَثَلِ الْعَنكَبُوتِ اتَّخَذَتْ بَيْتًا وَإِنَّ أَوْهَنَ الْبُيُوتِ لَبَيْتُ الْعَنكَبُوتِ لَوْ كَانُوا يَعْلَمُونَ﴾

તરજુમો : જે લોકોએ અલ્લાહને છોડી દઈ બીજા કાર્યસાધક બનાવ્યા તેઓનું ઉદાહરણ કરોળિયા રૂપે છે કે જેણે એક ઘર (જાળું) બનાવી લીધું અને ખરેખર, નબળામાં નબળું ઘર કરોળિયાનું જ ઘર હોય છે, જો તેઓને સમજ હોત (તો એવું શિર્ક ન કરત) (સૂરએ અન્કબૂત : ૪૧)

﴿ذَٰلِكُمُ اللَّهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ وَالَّذِينَ تَدْعُونَ مِن دُونِهِ مَا يَمْلِكُونَ مِن قِطْمِيرٍ ۝ إِن تَدْعُوهُمْ لَا يَسْمَعُوا دُعَاءَكُمْ وَلَوْ سَمِعُوا مَا اسْتَجَابُوا لَكُمْ وَيَوْمَ الْقِيَامَةِ يَكْفُرُونَ بِشِرْكِكُمْ وَلَا يُنَبِّئُكَ مِثْلُ خَبِيرٍ ۝ يَا أَيُّهَا النَّاسُ أَنتُمُ الْفُقَرَاءُ إِلَى اللَّهِ وَاللَّهُ هُوَ الْغَنِيُّ الْحَمِيدُ﴾

તરજુમો : એ જ અલ્લાહ તમારો પરવરદિગાર (અને)તેની જ બાદશાહી છે, અને તેના સિવાય જેઓને તમે પુકારો છો તેઓ તો ખજૂરના ઠળીયા પરના પડ જેટલાના પણ માલિક નથી. (૧૩) જો તમે તેઓને પુકારો તો તેઓ તમારી પુકાર સાંભળશે નહિ અને કદાચ સાંભળી લે તો પણ તમારું કહ્યું કરશે નહિ અને કિયામતના દિવસે તેઓ તમારા શિર્ક કરવાની જ વિરુદ્ધતા કરશે, અને ખબર રાખનાર

*(અલ્લાહ)ના જેવી તમને કોઇ ખબર આપશે નહિ. (૧૪) હે લોકો ! તમે સર્વે અલ્લાહના જ મોહતાજ છો અને અલ્લાહ જ બેપરવા (અને) સઘળી ખૂબીઓવાળો છે. (સૂરએ ફાતિર – ૧૩ – ૧૫)*

﴿ وَاتَّخَذُوا مِن دُونِهِ آلِهَةً لَّا يَخْلُقُونَ شَيْئاً وَهُمْ يُخْلَقُونَ وَلَا يَمْلِكُونَ لِأَنفُسِهِمْ ضَرّاً وَلَا نَفْعاً وَلَا يَمْلِكُونَ مَوْتاً وَلَا حَيَاةً وَلَا نُشُوراً﴾

*તરજુમો : પણ લોકોએ તેના સિવાય બીજા એવા મઅ્બૂદ બનાવી લીધા કે જે કોઈ વસ્તુના ઉત્પન્નકર્તા નથી અને (બલકે) તેઓ ખૂદ ઉત્પન્ન કરવામાં આવેલા છે અને તેઓ પોતાને માટે કોઈ નુકસાન (ટાળવા)ના માલિક નથી કે (નથી) કોઈ ભલાઈના (માલિક) અને (કોઈના) મરણના માલિક નથી કે નથી જીવનના કે નથી કોઈના (કિયામતમાં) ફરી સજીવન કરવાના. (સૂરએ અલફુરકાન : ૩)*

**<u>લોકોના બે વર્ગો :</u>**

**અંબિયા (અલૈ.)ની આ સ્પષ્ટ હિદાયત અને તાલીમ પછી લોકોના બે વર્ગો અસ્તિત્વમાં આવ્યા. (૧) એક તે વર્ગ છે જેને ખુદાના નબીઓ પર વિશ્વાસ કર્યો, જેમને ખુદાએ નબુવ્વત અને રિસાલતથી સન્માનિત કર્યા, ખુદાએ પોતાની મારિફત (ઓળખ) આપી અને પોતાની જાત વ સિફાત તથા પોતાની મરજીથી વાકેફ કરવા માટે પોતાની અને બંદાઓની વચ્ચે માધ્યમ બનાવ્યું અને તેમને યકીનની એવી દોલત અતા કરી જેની વધારે કલ્પના થઈ શકતી નથી. તે નૂર આપ્યું જેનાથી વધારે બુદ્ધિ રોશન કરનાર બીજુ કોઈ નૂર નથી.**

﴿وَكَذَلِكَ نُرِي إِبْرَاهِيمَ مَلَكُوتَ السَّمَاوَاتِ وَالأَرْضِ وَلِيَكُونَ مِنَ الْمُوقِنِينَ﴾

*તરજુમો : અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આકાશો તથા પૃથ્વીની અજાઈબ ચીજો (મઅરિફતની દષ્ટિએ) દેખાડવા લાગ્યા કે જેથી તે સંપૂર્ણ યકીન રાખનારાઓ માંહેના થઈ જાય.*

*(સૂરએ અન્આમ :૭૫)*

નબીઓની જમાતના એક માણસ (હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ પોતાની કોમને જયારે તેઓએ ખુદા તઆલાની જાત વ સિફાતના વિષયમાં (કોઈ જાણકારી અને નૂર વગર) નિરર્થક ચર્ચા કરી હતી જવાબ આપ્યો.

﴿قَالَ أَتُحَاجُّونِّي فِي اللَّهِ وَقَدْ هَدَانِ﴾

*તરજુમો :– ત્યારે તે બોલ્યા કે શું તમે મારાથી અલ્લાહના સંબંધી ઝઘડો કરો છો ? જો કે તે મને સીધો માર્ગ બતાવી ચૂકતયો છે.*

*(સૂ. અન્આમ : ૮૦)*

આ વર્ગના લોકોએ નબીઓના દામન(પાલવ)ને પકડીને અને તેમને મળેલા બુનિયાદી અકીદાઓ અને વાસ્તવિકતાઓના નૂરમાં બ્રહ્માંડ અને સૃષ્ટિમાં ચિંતન – મનન અને અલ્લાહની નિશાનીઓ તથા આસમાની કિતાબોમાં મનન શરૂ કર્યુ. તેની મદદથી સારા કાર્યો, મનની શુદ્ધિ અને આચરણ સુધારનું કાર્ય સાચા માર્ગે પાર પાડયું તેઓએ બુદ્ધિથી કામ લેવાનું છોડયું નહીં, એટલુ જ નહીં તેને સાચા માર્ગ ઉપર લાવીને તેનાથી તે ખિદમત લીધી જે તેને કરવાનું હતું તે લોકોએ જોયું કે તેના પછી નબીઓની તાલીમ અને તેના પરિણામો મનન – ચિંતનમાં સંપૂર્ણ સંમત છે તેઓ એક બીજા પર સત્યનો વિશ્વાસ કરે છે. અને તેમના ઈમાન અને યકીનમાં વધારો જ થતો જાય છે.

﴿وَمَا زَادَهُمْ إِلَّا إِيمَانًا وَتَسْلِيمًا﴾

*તરજુમો: અને તેમના ઈમાન અને યકીનમાં વધારો જ થતો જાય છે.*

*(સૂ. અહઝાબ : ૨૨)*

(૨) બીજો વર્ગ તે છે કે જેને પોતાની પ્રતિભા અને જ્ઞાન પર પૂરો વિશ્વાસ કર્યો. બુદ્ધિની લગામને અંકુશમાં રાખી નહિ અને તર્ક – વિર્તકના ઘોડા દોડાવ્યા, અલ્લાહની જાત વ સિફાતના અધ્યયનમાં અને તેની મખ્લુકમાં એવા સ્વતંત્ર અનુભવોથી કામ લીધુ,જેમકે પ્રયોગશાળામાં પ્રકૃતિ, ઉર્જા અથવા કોઈ વનસ્પિતિની સાથે કરવામાં આવે છે, અને અલ્લાહ વિષે "તે આવો છે' આવો નથી" ના બેધડક નિર્ણયો શરૂ કરી દીધા

તે લોકોને ત્યા 'તે આવો નથી' ની માત્રા " તે આવો છે' ના સંબંધમાં ખૂબ જ વધારે હતી. આ વાસ્તવિક હકીકત છે કે જયારે માનવી શ્રધ્ધા અને નૂરથી વંચિત થઈ જાય છે તો તેના માટે " નકાર" " હકાર" કરતા વધુ સરળ હોય છે એટલા માટે યુનાની દર્શનશાસ્ત્રમાં ખુદા વિષેના સંશોધનો નકારાત્મક છે અને કોઈ ધર્મ, કોઈ જીવન વ્યવસ્થા પણ નકારવાથી સ્થાપિત થતી નથી.

અહીયા કુર્આને કરીમનો એક અજીબ મર્મ છે જે તરફ સૌ પ્રથમ શૈખુલ ઈસ્લામ ઈબ્ને તૈમિયા (રહ.) ના એક વાકયથી ધ્યાન ગયું, તેઓ ફરમાવે છે કે યુનાનના દાર્શનિકો જયારે અલ્લાહની સિફાતનું બયાન કરતા તો તે ઓ તે સિફાતોને વધુ વિસ્તાર અને ઊંડાઈથી બયાન કરતા જે તેમના અનુસાર અલ્લાહ તઆલા માટે યોગ્ય નથી, અર્થાત " નકારાત્મક ગુણ" (તે ઓવો નથી' અથવા આ વાતથી પાક છે) અને જયારે સકારાત્મક ગુણોનો ઉલ્લેખ કરતા (કે અલ્લાહ આવો છે અને તેનો આ ગુણ છે) તો તેમાં સંક્ષેપથી કામ લેતા હતા, માટે દર્શનશાસ્ત્રમાં નકારાત્મક વર્ણન વધું અને હકારાત્મક વર્ણન સંક્ષેપમાં જોવા મળે છે, તેની વિરૂધ્ધ પવિત્ર કુર્આનમાં અલ્લાહ તઆલાની સિફાતનું સકારાત્મક (હકારાત્મક) બયાન વધુ છે, અને નકારાત્મક બયાન ઓછું છે, બીજા નબીઓની તાલીમ અને આસમાની ધર્મોમાં આ જ સમાન ગુણ જોવા મળશે કે "આવો છે" વિસ્તૃત અને "આવો નથી" સંક્ષેપમાં.

અલ્લાહ તઆલાની સિફાતોની હકારાત્મક વ્યાખ્યા કુર્આને કરીમની આ આયતોમાં છે.

﴿هُوَ اللَّهُ الَّذِي لَا إِلَهَ إِلَّا هُوَ الْمَلِكُ الْقُدُّوسُ السَّلَامُ الْمُؤْمِنُ
الْمُهَيْمِنُ الْعَزِيزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ سُبْحَانَ اللَّهِ عَمَّا يُشْرِكُونَ هُوَ
اللَّهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْأَسْمَاءُ الْحُسْنَى يُسَبِّحُ لَهُ مَا فِي
السَّمَاوَاتِ وَالْأَرْضِ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ﴾

*તરજુમો : તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી. તે જ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે. તે જ બેહદ મહા કૃપાળુ, મહા દયાળુ છે. તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તે શહેનશાહ છે. (સૌ ઐબોથી) પવિત્ર છે, (ખામીઓથી) સલામત છે, પનાહ આપનાર, નિગેહબાની કરનાર, અતિ પ્રબળ, ખરાબીને દુરુસ્ત કરનાર, અતિ મહત્તાવાળો છે, તેઓ જે શરીક ઠેરવે છે તેથી ખુદાવંદ પવિત્ર છે. તે જ અલ્લાહ (જગતનો) ઉત્પન્ન કર્તા, યોગ્ય રચના કરનાર અને સ્વરૂપ આપનાર છે. તેના જ સૌ સારાં સારાં નામો છે; જે કંઈ આકાશો અને પૃથ્વીમાં છે તે સૌ તેની જ પવિત્રતા બયાન કરે છે અને તે જ જબરદસ્ત હિકમતવાળો છે.*

*(સૂરએ હશ્ર : ૨૨ થી ૨૪)*

**અને આ નકારાત્મક વલણ નો ઉલ્લેખ છે.**

﴿لَيْسَ كَمِثْلِهِ شَيْءٌ وَهُوَ السَّمِيعُ الْعَلِيمُ﴾

*તરજુમો : તેના જેવી કોઈ વસ્તુ નથી અને તે જ સઘળું સાંભળનાર, જોનાર છે. (સૂરએ શુરા : ૧૧)*

**ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.) ના કથન મુજબ નકારાત્મક વલણો ભલે સેંકડોની સંખ્યામાં હોય, તેનો તે અસર થઈ શકતો નથી જે એક હકારાત્મક વલણનો હોય છે. ઈમામ ઈબ્ને તૈમિયા (રહ.)એ સાચી વાત કહી છે હકીકત આ જ છે કે આપણું જીવન અને ગત પેઢીઓનું જીવન સાક્ષી છે કે માનવીય જીવન "હા" પર કાયમ છે ન કે " ના " પર, ના ની માત્રા માનવીય જીવનમાં બહુ ઓછી જોવા મળે છે.**

### તૌહીદ અને શિર્કની હકીકત તથા અરબના મુર્તિપૂજકો :

**ઈબાદતની બુનિયાદ અકીદા અને ઈમાન સહી હોવા પર છે જેના અકીદા અને ઈમાનમાં ગડબડ ન હોય તો તેની ન કોઈ ઈબાદત કબૂલ છે અને ન કોઈ અમલ કબૂલ થાય છે, અને જેનો અકીદો અને ઈમાન ઠીક છે તો તેનો થોડો અમલ પણ વધારે છે, માટે દરેક વ્યકતિએ તેની કોશિશ કરવી જોઈએ કે તેનું ઈમાન અને અકીદાઓ ઠીક હોય. ઠીક ઈમાન અને**

અકીદાની પ્રાપ્તી અને તેની ઉપર સંતોષ તેમજ તેનો ઉદ્દેશ તથા અંતિમ મનોકામના હોય, તેને અનિવાર્ય અને અદ્વિતીય સમજે અને તેમાં ક્ષણભર મોડુ ન કરે. *(તકવિયતુલ ઈમાન : મવલાના ઈસ્માઈલ શહીદ રહ.)*

સ્વચ્છ માનસિકતા, ગ્રહનતા અને સત્યની શોધની ભાવના સાથે પવિત્ર કુર્આનના પઠન કરવાથી આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનાના કાફિરો પોતાના જુઠા મઅબૂદો (દેવી – દેવતાઓ)ને અલ્લાહુ વહદહુ લા શરીકલહુ ની સમકક્ષ અને સમાન પ્રતિષ્ઠિત સમજતા ન હતા, પરંતુ તેઓ પણ એવું સમજતા હતા કે તે પણ મખ્લૂક અને તેના બંદા છે. અને તેમને એ પણ અકીદો ન હતો કે તેમના મા'બૂદો ખૂદાની કુદરત અને તાકતમાં કોઈ રીતે કમ નથી. અને તે અલ્લાહની સાથે એક પલ્લા–ત્રાજવામાં છે, કુર્આન શરીફમાં તેમની ગવાહી આપેલી છે. અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે:

﴿قُل لِّمَنِ الْأَرْضُ وَمَن فِيهَا إِن كُنتُمْ تَعْلَمُونَ سَيَقُولُونَ لِلَّهِ قُلْ أَفَلَا تَذَكَّرُونَ قُلْ مَن رَّبُّ السَّمَاوَاتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيمِ سَيَقُولُونَ لِلَّهِ قُلْ أَفَلَا تَتَّقُونَ قُلْ مَن بِيَدِهِ مَلَكُوتُ كُلِّ شَيْءٍ وَهُوَ يُجِيرُ وَلَا يُجَارُ عَلَيْهِ إِن كُنتُمْ تَعْلَمُونَ سَيَقُولُونَ لِلَّهِ قُلْ فَأَنَّى تُسْحَرُونَ﴾

*તરજુમો :– આપ પૂછો કે પૃથ્વી તથા જે કંઈ તેમાં છે તે કોનું છે. જો તમે જાણતા હો (તો બતાવો?) તેઓ ઝટ બોલી ઊઠશે કે સઘળું અલ્લાહનું જ છે. આપ ફરમાવી દો કે પછી તમે વિચારતા કેમ નથી? (તેઓને) આપ પૂછો કે સાતેવ આકાશોનો માલિક અને મહાન અર્શનો ધણી કોણ છે? તેઓ ઝટ કહેશે કે (એ તો) અલ્લાહના જ છે. (ત્યારે) આપ ફરમાવી દો કે પછી તમે (તેનાથી) ડરતા કેમ નથી? આપ પૂછો કે દરેક વસ્તુનો અધિકાર કોના હાથમાં છે? અને તે (ચાહે તેને) બચાવી લે છે, પણ તેનાથી કોઈ બચાવી શકતું નથી. જો તમે જાણતા*

*હો તો બતાવો? હવે પણ તેઓ અલ્લાહને જ માટે બતાવશે. આપ ફરમાવી દો કે ફરી તમારા પર કતયાંથી જાદૂ થઈ જાય છે?*

*(સૂરએ મૂઅ્મિનૂન : ૮૪ થી ૮૯)*

તેમનું કુફ્ર અને શિર્ક કેવળ એ હતુ કે તેઓ પોતાના જુઠા દેવોને પોકારતા અને દુવાઈ (જાહેરાત) કરતા, તેમની ઉપર મન્નત માનતા હતા, તેમના નામ ઉપર કુર્બાનીઓ કરતા હતા અને તેમને અલ્લાહને ત્યાં સિફારિશી, મુશ્કેલીઓના દૂર કરનાર, કામોના બનાવનાર વગેરે સમજતા હતા, માટે જે વ્યકિત કોઈની સાથે એવો વ્યવહાર કરશે જે કાફિરો પોતાના જુઠા મા'બૂદો સાથે કરતા હતા કે તેમનો સ્વીકાર કરે કે તે એક મખ્લૂક અને ખુદાના બંદા છે, તેમાં અને જાહિલિયત કાળના એક મોટા મૂર્તિપૂજક મુશ્રિકમાં કોઈ ફરક નથી.

હઝરત શાહ વલીઉલ્લાહ (રહ.) લખે છે કે "જાણવું જોઈએ કે તૌહીદના ચાર પ્રકાર છે.

(૧) કેવળ અલ્લાહ તઆલાને " વાજિબુલ વુજુદ" (જેનુ અસ્તિત્વ કયારેય નષ્ટ ન થાય) સમજવો, માટે કોઈ બીજો "વાજિબુલ વુજુદ" નથી.

(૨) અર્શ (સિંહાસન) આસમાન, જમીન તેમજ બધી જ વસ્તુઓનો સર્જક અલ્લાહ તઆલા છે એવુ સમજવું.

આ બે પ્રકાર એવા છે જેની આકાશીની કિતાબોએ ચર્ચા કરવી જરૂરી ન સમજી) કારણ કે અરબના મુશ્રિકો, યહૂદીઓ અને ઈસાઈઓ તેમાં મતભેદ કરતા ન હતા, કુર્આને કરીમ તેનું સ્પસ્ટીકરણ કરે છેઃ

(૩) આકાશ અને જમીનની વચ્ચે જે કંઈ છે તેના વ્યવસ્થાપક અને આયોજક અલ્લાહ તઆલાને જ સમજવો.

(૪) અલ્લાહ તઆલા સિવાય કોઈને ઈબાદતને લાયક ન માનવો.

ત્રીજો અને ચોથો પ્રકાર સ્વભાવિક રીતે એક બીજા સાથે સંબંધ ધરાવે છે. આ બે પ્રકાર ઉપર કુર્આને કરીમ તેનું સ્પષ્ટીકરણ કરે છે અને કાફિરોની શંકાઓનો સંતોષકારક જવાબ આપે છે.

*(હુજ્જતુલ્લાહિલ બાલિગા – ૧ / ૫૯ – ૬૦)*

ઉપરોકત બયાન ઉપરથી જાણી શકાય કે શિર્કનો અર્થ ફકત એટલો જ નથી કે કોઈને અલ્લાહ તઆલાને સમકક્ષ અને સમાન ગણવામાં આવે, પરંતુ શિર્કનો વાસ્તવિક અર્થ એ છે કે માનવી કોઈની સાથે તે કામ અથવા મામલો કરે જે અલ્લાહ તઆલાએ પોતાની જાત માટે ખાસ કરી રાખ્યો છે અને જેને બંદગીની ઓળખ માનવી છે. જેમકે કોઈની સામે સિજદો કરવો, કોઈના નામે બલિ ચઢાવવી અથવા મન્નત માનવી. મુસીબત, પરેશાની વખતે કોઈની મદદ માંગી, અથવા કોઈને હાઝિર (હાજર સામે) નાઝિર અને સૃષ્ટિનો સંચાલક સમજવો. આ બધી તે બાબતો છે જેનાથી શિર્ક સાબિત થાય છે અને માનવી તે કરવાથી મુશ્રિક બની જાય છે ભલેને તેનો આ અકીદો કેમ ન હોય કે આ માનવો, ફરિશ્તાઓ, અથવા જીન જેની સામે તે સિજદો કરે છે અથવા જેમના નામ ઉપર બલિ ચઢાવવામાં આવે છે અથવા મન્નત માનવામાં આવે છે અને તે જેનાથી મદદ માંગે છે તે અલ્લાહ તઆલાથી ખૂબ જ ઓછી પ્રતિષ્ઠા અને નિમ્ન પદ ધરાવે છે. અથવા ભલે આવુ માને કે અલ્લાહ જ સૃષ્ટિનો સર્જક છે અને આ તેનો બંદો અને મખ્લૂક છે, આ વિશે નબી, વલી, જીન અને શેતાન વગેરે બધા બરાબર છે, તેમાંથી કોઈની સાથે જે આવો વ્યવહાર કરશે તે મુશ્રિક ગણવામાં આવશે, આ જ કારણે અલ્લાહ તઆલાએ તે યહૂદીઓ અને ઈસાઈઓ કે જેઓ પોતાના રાહિબો, પાદરીઓ તથા પુરોહિતોના મામલે આ પ્રમાણે પ્રશંસામાં અતિરેક કરવા લાગ્યા જેવી રીતે મુશ્રિકો પોતાના મા'બૂદોના સંબંધે તે જ સિફાતથી યાદ કર્યા છે. જે સિફાતથી મુતિપૂજકો અને મુશ્રિકોને યાદ કર્યા છે. અને પ્રશંસામાં અતિરેક કરનારા અને સત્ય માર્ગથી ભટકેલા લોકો પર એવી રીતે અલ્લાહ તઆલાએ પોતાની નારાજગી અને ક્રોધ વ્યકત કર્યો છે. જેવી રીતે અતિરેક કરનારા મુશ્રિકો પણ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે.

﴿اتَّخَذُوا أَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ أَرْبَابًا مِّن دُونِ اللَّهِ وَالْمَسِيحَ ابْنَ مَرْيَمَ وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا إِلَٰهًا وَاحِدًا لَّا إِلَٰهَ إِلَّا هُوَ سُبْحَانَهُ عَمَّا يُشْرِكُونَ﴾

*તરજુમો :– તે (યહૂદી, ઈસાઈ)ઓએ અલ્લાહને છોડી પોતાના આલિમો, દુરવેશોને તથા મરયમ (અલૈ.)ના પુત્ર મસીહ (અલૈ.)ને ખુદા ઠેરવ્યા અને તેઓને હુકમ તો માત્ર એ જ થયો હતો કે એક જ મઅબૂદની બંદગી કરે, જેના સિવાય કોઈ બંદગીના લાયક નથી, તેઓ જેને શરીક બતાવે છે તેથી તેની ઝાત પાક છે.*

*(સૂરએ તવબહ : ૩૧)*

## શિર્કના સ્વરૂપો અને કાર્યો તેમજ જાહિલી (અજ્ઞાનતાની) રીતભાતોઃ

આ સૈધ્ધાંતિક અને સામાન્ય વાત પછી જરૂરત છે તે કમજોરીઓ, બીમારીઓ અને ભયાનક ફિતનાઓના મૂળ તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે, જે અજ્ઞાની, બાહય પ્રભાવ તથા જાહિલી રીત – રિવાજોથી પ્રભાવિત સંપ્રદાયો, કોમો અને તે લોકોમાં જોવા મળે છે જેમનું પાલન – પોષણ સાચી ઈસ્લામી તાલીમ, કુર્આન અને હદીસના ઈલ્મ અને શુદ્ધ દીનની દાવત થી દૂર તથા સાચી ઈસ્લામી તાલીમથી વંચિત માહોલમાં થયું છે, તે કમઝોરીઓની ઓળખ તથા રોગી શરીરમાં તે રોગોનું સાચુ નિદાન જરૂરી છે.

સર્વવ્યાપી જ્ઞાન, અસિમિત ઈચ્છાઓ, સ્વતંત્ર અને અસિમિત અધિકારો તથા પૂર્ણ શકિત અલ્લાહના ગુણો છે, અને ઈબાદતો તથા તેની ઓળખ જેમકે સિજદો અથવા રૂકુઅ વગેરે કોઈની સામે કરવો,કોઈના નામ પર અને તેની પ્રસન્નતા માટે રોઝા રાખવા, દૂર દૂરથી પૂર્ણ તૈયારી સાથે કોઈ સ્થળની લાંબી યાત્રાએ જવું, અને તેની સાથે એવો વ્યવહાર કરવો જે કા'બા સાથે કરવામા આવે છે, તથા ત્યાં કુર્બાની (બલિ)ના જાનવરો લઈ જવા, મન્નત માનવી વગેરે શિર્કના કામો છે. તથા શિર્કના સ્પષ્ટ રૂપો છે, આદરની તે રીતો અને નિશાનીઓ જેનાથી ઈબાદતનું રૂપ બને તે કેવળ અલ્લાહ માટે જ છે. ગૈબનું ઈલ્મ કેવળ અલ્લાહને જ છે, અને તે માનવ શકિતથી બહાર છે, દિલોના ભેદો, વિચારો અને નિય્યતોનું જ્ઞાન દરેક સમયે કોઈના માટે શકય નથી, અલ્લાહ તઆલાને સિફારસ કબૂલ

કરવા, પ્રભાવશાળી, સન્માનિત અને સત્તાધારી લોકોને રાજી રાખવામાં દુનિયાના રાજાઓ પર કલ્પના કરવામાં આવશે નહિ, એવી દરેક નાની અને મોટી વાતમાં (તેઓ સિવાય) ખુદા તરફ ધ્યાન ધરવું, સંસારિક રાજાઓ સમાન સૃષ્ટિની વ્યવસ્થા માટે દરબારીઓ અને મંત્રીઓની મદદ લેવી, ખુદાની શાન નથી, કોઈ પ્રકારનો સિજદો ખુદા વગર કોઈના માટે જાઈઝ નથી. હજના અમલો અને ઈબાદતોનો આદર, પ્રેમ અને મગ્નતા કા'બા શરીફ અને હરમે મોહતરમ સાથે ખાસ છે, નેક લોકો અને અવલિયાએ કિરામના નામ પર જાનવરોને ખાસ કરવા, તેમનો આદર કરવો, તેમની ઉપર મન્નતો માનવી અને કુર્બાનીના માર્ગે તેમની નિકટતા પ્રાપ્ત કરવી હરામ છે. આજીજી અને વિનમ્રતાની સાથે આદર, ખુદા તઆલાનો હક છે, બ્રહ્માંડના નક્ષત્રો, ગ્રહોના પ્રભાવમાં વિશ્વાસ રાખવો શિર્ક છે, જાદૂગર, જયાતિષો અને ગૈબની વાતો બતાવનારાઓ પર વિશ્વાસ કરવો કુફ્ર છે.

નામ રાખવામાં પણ મુસલમાનોએ તૌહીદનું પ્રદર્શન કરાવવું જોઈએ, ગેર સમજ પૈદા કરનારા અને જેનાથી મુશ્રિકાના એ'તિકાદ (વિશ્વાસ) જોવા મળે એવા શબ્દોથી પરહેજ કરવો જોઈએ, ખુદા સિવાય કોઈની કસમ ખાવી શિર્ક છે, અલ્લાહના ગેરની મન્નત માનવી હરામ છે, એવી રીતે કોઈ એવી જગ્યાએ કુરબાની કરવી જયા કોઈ મૂતિ હતી અથવા જહાલત (અજ્ઞાનતા) ના યુગનો કોઈ ઉત્સવ મનાવવો ના જાઈઝ છે, રસૂલુલ્લાહ (સલ.)ના આદરમાં અતિશયોકિત, ઈસાઈઓની પોતાના નબી સંબંધે અતિશયોકિત, નેક બંદાઓ અને અવલિયાએ કિરામના ફોટાઓનો આદર વગેરેથી પરહેજ અને કાળજી રાખવી જોઈએ.

**નબીઓના આગમન અને નબુવ્વત (પયગમ્બરી કાર્ય)નો મુખ્ય હેતુ વિશ્વવ્યાપી અજ્ઞાનતા :**

અલ્લાહ તઆલા વિશે અકીદો, ખુદા તેમજ બંદા વચ્ચે સંબંધનો સુધાર અને માત્ર એકની જ બંદગીની દાવત, દરેક યુગના નબીઓની પહેલી દાવત અને તેમના આગમનનો પ્રથમ મકસદ રહયો છે, હમેશા

તેઓની તાલીમ રહી છે કે અલ્લાહ જ નફો અને નુકસાન પહોંચાડવાની શકિત ધરાવે છે, અને તે જ ઈબાદત, દુઆ, ધ્યાન અને કુરબાનીને પાત્ર છે, અલ્લાહે જ દરેક યુગમાં પોતાના જમાનામાં ચાલતી મુર્તિપૂજા પર ફટકો લગાવ્યો છે, અજ્ઞાન લોકો મૂર્તિઓ, પવિત્ર હસ્તીઓ તેમજ જીવતા અને મુર્દા લોકોની પૂજામાં મસ્ત હતા, તે હસ્તીઓ વિશે તેમને વિશ્વાસ હતો કે અલ્લાહ તઆલાએ તેમને માન મર્યાદા અને સન્માન આપીને પૂજય બનાવ્યા છે, અને માનવીના હકમાં તેમની ભલામણ કબૂલ કરશે. જેમકે મહાન સમ્રાટ દરેક પ્રાંત માટે એક ગવર્નર નિયુકત કરે છે અને અગત્યની બાબતો સિવાય પ્રાંતોની વ્યવસ્થા માટે તેમને જ જવાબદાર બનાવવામાં આવે છે, એટલા માટે તેમને પોતાની વાત કહેવી અને તેમને રાજી રાખવા લાભદાયક અને આવશ્યક છે. જે વ્યકિતને કુર્આને કરીમથી થોડો પણ લગાવ હશે તે આ વાત જાણતો હશે કે શિર્ક અને મૂર્તિપૂજાની વિરૂધ્ધ મોરચાબંધી, તેનાથી લડવું, તેને દુનિયામાંથી નાબૂદ કરવાની કોશિશ કરવી, લોકોને તેની ચુંગલમાંથી હમેશાંને માટે છુટકારો અપાવવો એ નબીઓનો મુખ્ય હેતુ, નબીઓના આગમનનું મુખ્ય કારણ, તેમની દાવતનો આધાર તથા તેમના સંઘર્ષનો વાસ્તવિક ધ્યેય હતો આ તેમની દાવતના કાર્યોની ધરી અને કેન્દ્રબિંદુ હતું, કુર્આને કરીમમાં તેમના વિશે કયારેક સંક્ષેપ ફરમાવ્યું :

﴿وَمَا أَرْسَلْنَا مِن قَبْلِكَ مِن رَّسُولٍ إِلَّا نُوحِيٓ إِلَيْهِ أَنَّهُۥ لَآ إِلَٰهَ إِلَّآ أَنَا۠ فَٱعْبُدُونِ﴾

*તરજુમો : અને તમારા પહેલાં અમે જેટલા રસૂલ મોકલ્યા તેમને અમે એ જ હુકમ મોકલ્યો કે મારા સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી. માટે મારી જ બંદગી કરો. (સૂરએ અંબિયા : ૨૫)*

અને કયારેક વિસ્તારથી એક એક નબીનું નામ લઈને ફરમાવ્યું અને બતાવ્યું કે તેમની દાવતની શરૂઆત આ જ તૌહીદની દાવતથી થઈ હતી, (સૂરએ અઅ્રાફમાં હઝરત નૂહ (અલૈ.), હઝરત હૂદ (અલૈ.) હઝરત

સાલેહ (અલૈ.) હજરત શોએબ (અલૈ.) ના નામો લઈને તેમની આ તૌહીદની દાવતનું વર્ણન કર્યુ છે) અને તે નબીઓ એ પહેલી વાત કહી હતી

﴿فَقَالَ يَا قَوْمِ اعْبُدُواْ اللَّهَ مَا لَكُم مِّنْ إِلَـهٍ غَيْرُهُ﴾

*તરજુમો : (તેઓને) કહ્યું કે હે મારી કૌમ ! તમે અલ્લાહની જ બંદગી કરો, તેનાસિવાય તમારો કોઈ મઅ્બૂદ નથી.*

*(સૂરએ અઅ્રાફ – ૫૯)*

આ મૂર્તિપૂજા અને શિર્ક વિશ્વવ્યાપી, દીર્ઘકાલીન અને શકિતાળી "અજ્ઞાનતા" છે, જે કોઈ જમાના સાથે ખાસ નથી, અને આ માનવ જાતિનો પ્રાચીનતમ અને ઘાતક રોગ છે, જે માનવ ઈતિહાસના બધા યુગો, સંસ્કૃતિ, આર્થિક અને રાજનીતિના બધા પરિવર્તનો છતાં માનવજાતની પાછળ લાગેલો રહે છે તે અલ્લાહની ગૈરત અને ગુસ્સાને ભડકાવે છે તે બંદાઓના આધ્યાત્મિક,નૈતિક અને સાંસ્કૃતિક વિકાસ સામે મોટો અવરોધ ઉભો કરે છે અને માનવીને ઉચ્ચ દરજજા પરથી નીચે લાવી દે છે, અને તેનું ખંડન (નકારવું) કયામત સુધી દીનીદાવત અને સુધારાત્મક અભિયાનનો સ્તંભ અને નબુવ્વતની કાયમી મિરાસ છું

﴿وَجَعَلَهَا كَلِمَةً بَاقِيَةً فِي عَقِبِهِ لَعَلَّهُمْ يَرْجِعُونَ﴾

*તરજુમો : અને એ જ (તવહીદની) વાત પોતાના વંશજોમાં પોતાની પાછળ કાયમ માટે મૂકી ગયો કે જેથી તેઓ (અલ્લાહ તરફ) રજૂ થતા રહે.* *(સૂરએ ઝુખ્રૂફ : ૨૮)*

એ કયારે જાઈઝ નથી કે નવી સુધારાત્મક દાવતી અને જમાનાની નવી જરૂરતોના અસરથી "શિર્કે જલી" (સ્પષ્ટ શિર્ક) ના મહત્વને ઓછુ કરવામાં આવે, અને દાવત વ તબ્લીગના બુનિયાદી સિદ્ધાંતોમાં તેને ગૌણ સમજવામાં આવે, અથવા રાજનૈતિક તથા માનવીએ બનાવેલ કોઈ કાનૂનને કબૂલ કરવાને અને અલ્લાહના ગેરની ઈબાદતને એક દરજામાં રાખવામાં આવે. અને બંને પર એક જ હુકમ લગાવવામાં આવે, અથવા એમ સમજવામાં આવે કે શિર્ક પ્રાચીન અજ્ઞાનતાની (જયારે માનવ બુદ્ધિ

અને જ્ઞાન તેમજ સભ્યતા બાલ્યવસ્થામાં હતું) બીમારી અને ખરાબી હતી, જે માનવ અલ્પ વિકિસત અને અસભ્ય યુગમાં જ અપનાવી શકતો હતો. હવે તે જમાનો દૂર થઈ ગયો, માનવીએ ખૂબ જ પ્રગતિ કરી છે. હવે તેની બૌદ્ધિક – ભટકણ નવા નવા રૂપોમાં જોવા મળે છે. આ દાવો અને વૈચારિક શૈલી, અનુભવો અને વાસ્તવિકતાઓથી પણ વિરૂધ્ધ છે." શિર્કેજલી" બલ્કે મૂર્તિપૂજા આજે પણ સ્પષ્ટ જોવા મળે છે, અને કોમોની કોમો, સમગ્ર દેશ અને અહીં સુધી કે કેટલાક મુસલમાનો પણ શિર્કેજલીમાં સંડોવાયેલા જોવા મળે છે. અને કુર્આને કરીમનું આ એલાન આજે પણ સત્ય છે.

﴿وَمَا يُؤْمِنُ أَكْثَرُهُمْ بِاللّٰهِ إِلَّا وَهُم مُّشْرِكُونَ﴾

*તરજુમો : અને ઘણા લોકો અલ્લાહ પર તેનો શરીક બનાવ્યા વિના ઈમાન લાવતા નથી.* *(સૂરએ યૂસુફ : ૧૦૬)*

સત્ય એ છે કે જો કોઈ તેને પાત્ર હતો કે તેના અકીદાઓ પર ધ્યાન ન આપવામાં આવે કારણ કે તેઓ આજીવન અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માટે કુરબાન થનાર અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના કાકા અબૂ તાલિબ હતા. ઈતિહાસકારો એક મતે લખે છે કે તેઓ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)માટે ઢાલ અને આશ્રય સ્થાન હતા, અને પોતાની આખી કોમ વિરૂધ્ધ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સહાયક અને સમર્થક હતા, પરંતુ સહીહ રિવાયતોથી આ વાત સાબિત થાય છે કે જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અબૂ તાલિબની મોતના સમયે જયારે કે અબૂ જહલ અને અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયા પણ ત્યાં બેઠા હતા, તેમની પાસે તશ્રીફ લઈ ગયા અને ફરમાવ્યું" હે કાકા ! લાઈલાહ ઈલ્લલ્લાહ પઢી લો હું આ કલમાની અલ્લાહ તઆલાને ત્યાં ગવાહી આપીશ." તો અબૂજહલ અને અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયા એ કહયું, અબૂ તાલીબ ! શું તમે અબ્દુલ મુત્તલિબના ધર્મથી ફરી જશો? તો અબૂ

તાલીબે આ કહેતા જાન આપી કે અબ્દુલ મુત્તલિબના ધર્મ ઉપર છું. રિવાયોતોમાં છે કે હઝરત અબ્બાસ (રદિ.) એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી અરજ કરી કે, અબૂતાલીબ આપની હિફાઝત અને મદદ કરતા હતા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આદર માટે લોકોની ખુશી અને નારાજગીની પરવા ન કરતા હતા, તો તેનો ફાયદો તેમને પહોંચશે? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કેમેં તેમને આગની લપેટોમાં જોયા અને સામાન્ય આગ સુધી કાઢી લાવ્યો.

*(મુસ્લિમ શરીફ)*

એવી રીતે ઈમામ મુસ્લિમ (રહ.) એ હઝરત આયશા (રદી.)નું બયાન નકલ કર્યુ છે, તેઓ કહે છે કે 'મે કહયું અય અલ્લાહના રસૂલ ! ઈબ્ને જદઆન જાહિલિય્યતના યુગમાં સિલારહમી (સગાઓ પર ઉપકાર) કરતા હતા અનાથો અને ગરીબોને ખાવાનું ખવડાવતા હતા, તો શું તેમને ફાયદો પહોંચશે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે, ના તેનાથી તેમને કોઈ ફાયદો પ્રાપ્ત થશે નહીં, કારણ કે તેમને કયારેય કહયું નથી " رب اغفرلی خطیئتی یوم الدین " હે મારા રબ ! બદલાના દિવસે મારા ગુનાહ માફ કરી દેજે. (મુસ્લિમ શરીફ)

તેનાથી પણ વધુ સ્પષ્ટ હઝરત આઈશા (રદી.) ની એક બીજી હદીષમાં રિવાયત છે, તેઓ ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બદર તરફ રવાના થયા અને જયારે હર્રતુલ વબરા સ્થળે પહોંચ્યા તો એક વ્યકિત આવ્યો જેની બહાદૂરી ખુબ જ મશહૂર હતી. તેને જોઈ સહાબા (રદી.)ને ખુબ જ ખુશી થઈ (કે તેમનાથી ઈસ્લામી લશ્કરમાં જેમાં ૩૧૩ ની સંખ્યા હતી વધારો થઈ જશે.) જયારે તે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવ્યા અને ફરમાવ્યું કે હું એટલા માટે આવ્યો છું કે આપની સાથે ચાલુ અને ગનીમતનો માલ પ્રાપ્ત કરું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે તમે અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન રાખો છો ? તેને કહયું ના, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે પાછા જાઓ, એટલા માટે

કે હું કોઈ મુશ્રિકથી મદદ નથી લઈ શકતો, હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે તે થોડે દૂર પહોંચ્યા, અહીયા સુધી કે આપ શજરહ નામના સ્થળે હતા, તે પાછા આવ્યો અને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) થી તે પહેલી વાત કરી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તે પહેલો જવાબ આપ્યો કે હું મુશ્રિકથી મદદ લઈ શકતો નથી અને બૈદાઅ સ્થળે પહોંચ્યા પછી તે ફરી આવ્યો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરી પૂછયું કે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઈમાન લાવો છો? તેણે કહયું હા, તે સમયે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે ચાલો.

(મુસ્લિમ શરીફ, કિતાબુલ જિહાદ)

કેવળ એટલુ જ નહિ બલ્કે આ નબીઓની દા'વત, તેમની કોશિશોની એક બાજુ ધૃણા અને કુર્આન (જે છેલ્લી અને હંમેશાની હિદાયતની કિતાબ છે) માં શંકા કરવા બરાબર છે, અને આ ઈમાન, અકીદાનો અર્થ થયો કે જે નબીઓના તરીકો શ્રેષ્ઠ તરીકો છે, જેને અલ્લાહે પસંદ કર્યો છે, અને તેમાં ખુદની મદદ, કામયાબી, કબૂલિયત અને રહમતનો એવો ફેસલો છે જે કોઈ પણ બીજા સુધારાત્મક તરીકામાં નથી.

## એકેશ્વરવાદ – તૌહીદનું આહવાન-દાવત અને તેના તકાદાઓ:

અંબિયા (અલૈ.) અને તેમના માનનારાઓનું અસલ કામ એ છે કે તેઓ અલ્લાહના બંદાઓ વચ્ચે મજબૂત અને નજીકનો સંબંધ બાંધે.

﴿وَمَا أُمِرُوا إِلَّا لِيَعْبُدُوا اللَّهَ مُخْلِصِينَ لَهُ الدِّينَ حُنَفَاءَ﴾

*તરજુમો : વળી, તેઓને (આ રસૂલ (સલ.)ની મારફતે પણ) એ જ હુકમ કરવામાં આવ્યો કે અલ્લાહના જ માટે પોતાના દીનને ખાસ કરી દઈ ઈબ્રાહીમ (અલૈ.)ની રાહ મુજબ તેઓ અલ્લાહની બંદગી કરે.* *(સૂરએ બય્યિનહ :– ૫)*

અલ્લાહ અને તેના બંદાઓ વચ્ચે કોઈ પર્દો ન રહે, પ્રેમ અને

મુહબ્બત, લગન અને લગાવ, ઈરાદો અને અમલ, કોશિશ અને પ્રયાસ, હાજરી અને તૌબા, ઈતાઅત અને ઈબાદત, વિનંતી અને રડવું, સરગોશી અને મુનાજાત, ડર અને લાલચ, અંતમાં મન અને મસ્તિક બધાનું કેન્દ્ર અલ્લાહ જ હોય, નબીઓ અને તેમના ખલીફાઓની બધી કોશિશોનું કેન્દ્ર અને સૌથી મોટો હેતુ તે જ હતો, તેમના માટે જ તેમનો જિહાદ છે, તેમની હિજરત છે, તેમની તબ્લીગ છે અને આ જ રસ્તામાં તેમની જિંદગી અને મોત છે.

﴿قُلْ إِنَّ صَلاَتِي وَنُسُكِي وَمَحْيَايَ وَمَمَاتِي لِلّهِ رَبِّ الْعَالَمِينَ لاَ شَرِيكَ لَهُ وَبِذَلِكَ أُمِرْتُ وَأَنَاْ أَوَّلُ الْمُسْلِمِينَ﴾

*તરજુમો : આપ (એ પણ) ફરમાવી દો કે ખચીત મારી નમાઝ તથા મારી કુરબાની અને મારું જીવવું તેમજ મારું મરવું એ સઘળું સઘળા જગતના માલિક અલ્લાહ તઆલાને જ માટે છે, (૧૬૨) જેનો કોઈ શરીક નથી, તેમ મને એનો જ હુકમ થયો છે અને હું સૌથી પહેલો ફરમાંબરદાર છું. (સૂરએ અન્આમ : ૧૬૨ –૧૬૩)*

તેઓ આ મકસદમાં પણ અલ્લાહ તઆલાના હુકમથી પોતાના કાર્યક્ષેત્ર અને પોતાની (માનનારી) જમાતમાં પૂર્ણ રીતે સફળ થાય છે, તેઓ મન અને મસ્તિકને અલ્લાહના ગેરની મશ્ગુલી અને પકડથી તેમજ પોતાના શરીરને અલ્લાહના ગેરની હુકુમતથી આઝાદ કરી દે છે. પરંતુ અજ્ઞાનતાની અસર કયારેક કયારેક તેની વિરૂધ્ધ બગાવત (ષડયંત્ર) કર્યા કરે છે. અને શિર્ક માનવોમાં દબાઈને ઉછરે છે. અહિંયા સુધી કે તેમનુ જ નામ લેનારા અને તેમની ઉમ્મત અને માનનારામાં કેટલાકની હાલત એવી થાય છે જે કુર્આન બયાન કરે છે.

﴿وَمَا يُؤْمِنُ أَكْثَرُهُمْ بِاللّهِ إِلاَّ وَهُم مُّشْرِكُون﴾

*તરજુમો : અને ઘણા લોકો અલ્લાહ પર તેનો શરીક બનાવ્યા વિના ઈમાન લાવતા નથી. (સૂરએ યૂસુફ : ૧૦૬)*

ધીરે ધીરે અલ્લાહથી સંબંધ કપાઈને અલ્લાહના ગેરથી એટલો

મજબૂત સંબંધ થઈ જાય છે, અને તેમનાથી એવી મુહબ્બત કરે છે, જે કુર્આનમાં બયાન કર્યું.

﴿وَمِنَ النَّاسِ مَن يَتَّخِذُ مِن دُونِ اللَّهِ أَندَاداً يُحِبُّونَهُمْ كَحُبِّ اللَّهِ﴾

*તરજુમો : અને કેટલાક લોકો એવા (પણ) છે, જેઓ બીજાઓને અલ્લાહ સમાન બનાવે છે કે તેઓનો એટલો પ્રેમ રાખે છે, જેટલો કે અલ્લાહનો પ્રેમ રાખવો જોઇએ; (સૂરએ બકરહ : ૧૬૫)*

અલ્લાહના ગેરથી એટલો લગાવ થઈ જાય છે કે

﴿وَإِذَا ذُكِرَ اللَّهُ وَحْدَهُ اشْمَأَزَّتْ قُلُوبُ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ وَإِذَا ذُكِرَ الَّذِينَ مِن دُونِهِ إِذَا هُمْ يَسْتَبْشِرُونَ﴾

*તરજુમો : અને જ્યારે એકલા અલ્લાહનું નામ લેવામાં આવે છે ત્યારે જેઓને આખિરતનું યકીન નથી તેઓનાં દિલ રુંધાય છે અને જ્યારે અલ્લાહના સિવાય બીજાઓ (મૂર્તિઓ)નું નામ લેવામાં આવે છે ત્યારે તો તેઓ હરખાય છે. (સૂરએ ઝૂમર ૪૫)*

પછી આ અકીદાની બુનિયાદ પર અલ્લાહના ગેરના નામે તે બધા કામો કરવામાં આવે છે, જે ફકત અલ્લાહ માટે જ ખાસ છે જેમકે બલિ ચઢાવવી, મન્નત માનવી, સિજદો કરવો વગેરે, અને ધીરે ધીરે જિંદગીનો સંબંધ અલ્લાહથી તુટીને અલ્લાહના ગેરથી બંધાય જાય છે. દિલની દિશા બદલાય જાય છે. નબીઓના આગમનનો મકસદ સમાપ્ત થઈ જાય છે અને ઈસ્લામ પર અજ્ઞાનતા છવાય જાય છે.

દરેક યુગમાં સાચા ધર્મ સુધારકો અને ઉલમાએ હકકે આ સ્થિતિ વિરૂધ્ધ સંઘર્ષ કર્યો. ઉલમાએ હકક નબીઓના સાચા વારસદાર છે العلماء ورثة الانبياء અને તેમની વિરાસત ત્યારે જ સહીહ અને પૂર્ણ થશે, જયારે તેમની જિંદગીનો મકસદ અને તેમની કોશિશોનું કેન્દ્રબિંદુ તે જ હોય, જે અંબિયા (અલૈ.) નું હતું તે કોશિશોનું કેન્દ્રબિંદુ કર્યુ છે ? બે શબ્દોમાં "ઈકામતે દીન" (દીનની સ્થાપના) અથવા એક શબ્દમાં તૌહીદ. મતલબ કે માનવીને તેની ક્ષમતા પ્રમાણે અને અમલ દ્વારા અલ્લાહના બંદા બનાવવા,

જેમકે તે સ્વભાવિક રીતે અને લાચાર બનીને પણ તે તેના બંદા જ છે. અલ્લાહની શરીઅતને માનવીના શરીર અન સમગ્ર જમીનમાં લાગુ પાડવાની કોશિશ કરવી. જેવી રીતે કે તે જમીન અને આસમાનમાં કાયમ છે.

﴿وَمَا أَرْسَلْنَا مِن قَبْلِكَ مِن رَّسُولٍ إِلَّا نُوحِىٓ إِلَيْهِ أَنَّهُۥ لَآ إِلَٰهَ إِلَّآ أَنَا۠ فَاعْبُدُونِ﴾

*તરજુમો : અને તમારા પહેલાં અમે જેટલા રસૂલ મોકલ્યા તેમને અમે એ જ હુકમ મોકલ્યો કે મારા સિવાય કોઈ પણ બંદગીને પાત્ર નથી. માટે મારી જ બંદગી કરો. (સૂરએ અંબિયા : ૨૫)*

﴿هُوَ الَّذِىٓ أَرْسَلَ رَسُولَهُۥ بِالْهُدَىٰ وَدِينِ الْحَقِّ لِيُظْهِرَهُۥ عَلَى الدِّينِ كُلِّهِۦ وَلَوْ كَرِهَ الْمُشْرِكُونَ﴾

*તરજુમો : તે જ અલ્લાહ છે જેણે પોતાના રસૂલને હિદાયત(નું સાધન કુર્આન) અને સત્ય દીન આપીને મોકલ્યા કે જેથી તે દીનને (બીજા) સૌ ધર્મો પર ફતેહમંદ કરે, પછી ભલેને મુશરિકોને આ વાત પસંદ ન પડે. (સૂરએ સફ :૯)*

આ સત્ય દીન માટે દરેક જમાનામાં અમુક અવરોધો અને અડચણો હોય જ છે, જેમાં લોકો મોટે ભાગે આ ચારમાં વહેંચાય જાય છે.

**શિર્ક:** અર્થાત અલ્લાહના ગેરને ઈલાહ (પૂજય) બનાવવો. અલ્લાહ સિવાય બીજી કોઈ હસ્તીને અપ્રત્યક્ષ રૂપથી નફો અને નુકસાન આપનારો બનાવી લેવો તેને બ્રહ્માંડની વ્યવસ્થામાં ભાગીદાર માની લેવો.

**જરૂરત અને પનાહ :** ભય અને આશા આ અકીદાનું બિલ્કુલ સ્વભાવિક અને પ્રાકૃતિક પરિણામ છે. દુઆ અને મદદ માંગવી, તેમજ વિનમ્રતા (જે ઈબાદતની હકીકત છે) તેની આવશયક પ્રગટ થનારી વસ્તુઓ છે.

શિર્ક એક સ્થાયી ધર્મ અને પૂર્ણ શાસન છે. તેનું અને દીનનું કોઈ એક શરીરમાં અથવા દિલમાં એક સાથે રહેવું મુશ્કેલ છે.

﴿وَمِنَ النَّاسِ مَن يَتَّخِذُ مِن دُونِ اللَّهِ﴾

*તરજુમો : અને કેટલાક લોકો એવા (પણ) છે, જેઓ બીજાઓને અલ્લાહ સમાન બનાવે છે. (સૂરએ બકરહ : ૧૬૫)*

﴿ تَاللَّهِ إِن كُنَّا لَفِي ضَلَالٍ مُّبِينٍ إِذْ نُسَوِّيكُم بِرَبِّ الْعَالَمِينَ ﴾

*તરજુમો : અલ્લાહના સોગંદ ! ખરેખર, અમે ચોખ્ખી ભૂલમાં હતા. જ્યારે કે અમે તમને (બંદગીમાં) કુલ જહાનના માલિકની બરાબર ઠેરવતા હતા. (સૂરએ શુઅરા : ૯૭ – ૯૮)*

**એટલા માટે જયાં સુધી દિલોમાંથી શિર્કના બધા જડમૂળિયા અને બારીકથી બારીક નસને ઉખાડવામાં ન આવે ત્યા સુધી અલ્લાહના દીનનો છોડ ઉગી શકતો નથી, કારણ કે આ છોડ એવી જમીનમાં જડ નથી પકડતો જેની માટીમાં બીજા કોઈ વૃક્ષના બીજ હોય અથવા મૂળ હોય, તેની ડાળીઓ આકાશ સુધી ત્યારે ફેલાય છે. જયારે તેનું મૂળ મજબૂત અને ઊંડાણમાં હોય છે.**

﴿أَلَمْ تَرَ كَيْفَ ضَرَبَ اللَّهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ طَيِّبَةٍ أَصْلُهَا ثَابِتٌ وَفَرْعُهَا فِي السَّمَاءِ تُؤْتِي أُكُلَهَا كُلَّ حِينٍ بِإِذْنِ رَبِّهَا﴾

*તરજુમો : શું આપને ખબર નથી કે અલ્લાહે કલિમએ તય્યિબહનું કેવું ઉદાહરણ બયાન કર્યું ? કે જાણે એક ઘણું સારું ઝાડ છે કે જેનું મૂળ (જમીનમાં) મજબૂત હોય અને તેની ડાળીઓ આકાશમાં હોય. (૨૪) તે અલ્લાહના હુકમથી દરેક ફસલ વખતે પોતાનું ફળ આપતું હોય. (સૂરએ ઈબ્રાહીમ : ૨૪ – ૨૫)*

**આ વૃક્ષ બીજા કોઈ વૃક્ષના છાયડામાં વધતું નથી, આ જયાં રહેશે ત્યાં એકલું જ રહેશે, તેની પ્રાકૃતિક વૃધ્ધિ માટે અસીમ વાતવરણ જોઈએ.**

﴿ أَلَا لِلَّهِ الدِّينُ الْخَالِصُ ﴾

*તરજુમો : યાદ રાખો ! ખાલિસ બંદગી અલ્લાહને જ માટે છે. (સૂરએ ઝૂમર : ૩)*

તેથી જે લોકો અલ્લાહના દીનની ફિતરત (સ્વભાવ) અને પ્રકૃતિથી પરિચિત હોય છે તેઓ તેને કોઈ જગ્યાએ કાયમ કરવા માટે જમીનને પૂર્ણ રીતે સાફ અને સમતલ બનાવે છે તેઓ શિર્ક અને અજ્ઞાનતાના મૂળિયાઓને શોધી શોધીને કાઢી નાંખે છે, અને તેનું એક એક બીજ શોધી શોધીને બહાર કાઢી નાંખે છે. અને માટીને બિલ્કુલ ઉપર –નીચે કરી દે છે. ભલે ને આ કામમાં તેને મોડું થાય અને ગમે તેટલુ નુકસાન ઉઠાવવુ પડે અને ભલેને તેમને આ કોશિશ અને જિંદગી ભરના પ્રયાસ પછી હઝરત નૂહ (અલૈ.) ની જેમ થોડા લોકોથી વધારે અને ભલેને કેટલાક ન મળે. અને ભલેને કેટલાક પયગમ્બરોની જેમ તેમની આંખી જિંદગીની પૂંજી માત્ર એક જ વ્યકિત હોય,પરંતુ તેઓ આ પરિણામ ઉપર સંતુષ્ટ અને આ સફળતા પર ખુશ થાય છે, અને પરિણામ મેળવવામાં ઉતાવળ કરતા નથી.

**કુફ્ર :**

એટલે કે અલ્લાહના દીન અને તેની શરીઅતનો ઈન્કાર. આ ઈનકાર તેની હુકૂમતથી બળવો અને તેના હુકમોની નાફરમાની છે, ભલેને કોઈ રીતે કે કોઈ નિશાનીથી હોય.

તેમાં તે લોકો પણ શામિલ છે જે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના હુકમોમાંથી કોઈ હુકમને જાણી લીધા પછી ન માને અથવા જબાનથી તો ઈનકાર નથી કરતો પરંતુ જાણી જોઈને તેની નાફરમાની કરે છે, એવા લોકો ભલે બીજા હુકમના પાબંદ હોય, આ વર્તુળમાંથી (કુફ્રમાંથી) બહાર નથી. અલ્લાહ તઆલા યહૂદીઓને સંબોધીને ફરમાવે છે.

﴿أَفَتُؤْمِنُونَ بِبَعْضِ الْكِتَابِ وَتَكْفُرُونَ بِبَعْضٍ فَمَا جَزَاءُ مَن يَفْعَلُ ذَٰلِكَ مِنكُمْ إِلَّا خِزْيٌ فِي الْحَيَاةِ الدُّنْيَا وَيَوْمَ الْقِيَامَةِ يُرَدُّونَ إِلَىٰ أَشَدِّ الْعَذَابِ وَمَا اللَّهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُونَ﴾

*તરજુમો : ત્યારે કિતાબના એક ભાગ (કેદી છોડાવવાના હુકમ)ને માનો છો અને બીજાને (એટલે દેશનિકાલ નહિ કરવાના હુકમને) નથી*

*માનતા ? માટે તમારામાંથી જે કોઇ આવું કામ કરે તેની એ જ સજા છે કે દુનિયામાં પણ ફજેત થાય, અને કિયામતના દિવસે પણ તેઓને બહુ જ સખત અઝાબમાં નાખવામાં આવે; અને તમારી કરણીથી અલ્લાહપાક (કંઇ) બેખબર નથી. (સૂરએ બકરહ : ૮૫)*

કેવળ અલ્લાહ તઆલાની ખુદાઈ અને હુકૂમતનો ઈકરાર કરવાથી, સ્વભાવિક રીતે અલ્લાહ સિવાયની ખુદાઈ અને હુકૂમતનો ઈનકાર થઈ જાય છે, પરંતુ જે વ્યકિત જુઠા મા'બુદોની ખુદાઈનો સ્પષ્ટ રીતે ઈનકાર કરવા તૈયાર નથી અથવા બીજા શબ્દોમાં તેઓએ આ કિબ્લા તરફ મોઢું તો કરી દીધું પરંતુ બીજા કિબ્લાઓ તરફ તેઓ પીઠ પણ કરતા નથી. તેવી જ રીતે અલ્લાહના દીનના મુકાબલામાં દુનિયામાં જે હુકૂમત કાયમ છે અને શરીઅતના મુકાબલામાં જે કાનૂનો બનાવેલા છે તેનાથી વિપરીત નથી કરતા પરંતુ કયારેક કયારેક તેની ઉપર અમલ પણ કરી લે છે અને જરૂરત પ્રમાણે તેની તરફ રજૂ પણ થઈ જાય છે તેઓ હકીકતમાં ઈસ્લામમાં દાખલ થયા નથી. અલ્લાહ તઆલા પર ઈમાન લાવવા માટે "કુફ્ર બિત્તાગુત" (તાગુત" દરેક તે ચીજ છે જેની ખુદાના મુકાબલામાં ફરમાબરદારી કરવામાં આવે, ભલે ને તે શૈતાન હોય કે ઈન્સાન અથવા હાકિમ) જરૂરી છે. અલ્લાહ તઆલાએ તેને ઈમાનથી પહેલા બયાન કર્યુ છે.

﴿فَمَنْ يَكْفُرْ بِالطَّاغُوتِ وَيُؤْمِن بِاللَّهِ فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقَىٰ﴾

*તરજુમો : હવે જે કોઇ જૂઠા પૂજ્યોને માને નહિ અને અલ્લાહ પર ઈમાન લાવે તો તેણે એવું મજબૂત કડું પકડયું જે કદી તૂટનાર નથી. (સૂરએ બકરહ : ૨૫૬)*

તે માટે આવી વ્યકિતઓના ઈમાનના દાવાને કુર્આન શરીફે કબૂલ કર્યો નથી, જેઓ અલ્લાહના ગેરના કાનૂનો, તેમના પ્રતિનિધિઓ અને કેન્દ્ર સ્થળો તરફ રજૂ થાય છે, અને તેઓને પોતાના મધ્યસ્થી અને લવાદી સમજે છે.

﴿أَلَمْ تَرَ إِلَى الَّذِينَ يَزْعُمُونَ أَنَّهُمْ آمَنُوا بِمَا أُنزِلَ إِلَيْكَ وَمَا أُنزِلَ

مِن قَبْلِكَ يُرِيدُونَ أَن يَتَحَاكَمُوا إِلَى الطَّاغُوتِ وَقَدْ أُمِرُوا أَن
يَكْفُرُوا بِهِ وَيُرِيدُ الشَّيْطَانُ أَن يُضِلَّهُمْ ضَلَالًا بَعِيدًا﴾

*તરજુમો : (હે નબી સલ.!) શું તે લોકોને આપે નથી જોયા, જેઓ (આ વાતનો) દાવો કરે છે કે આપના તરફ જે કંઇ તમારા પહેલાં (તવરાત વગેરે) ઉતારવામાં આવ્યું તે(સૌ)ના ઉપર ઇમાન રાખે છે, (છતાં) તેઓ ચાહે છે કે પોતાના મુકદ્દમાને (ફેસલા માટે) શયતાન પાસે લઇ જાય, પણ તેઓને તો તે (શયતાન)ને નહિ માનવા સંબંધી (પ્રથમથી) હુકમ થઇ ચૂકતયો છે અને (એનું કારણ એ કે) શયતાન તેઓને બહેકાવી (હિદાયતથી) બહુ દૂર નાખવા ચાહે છે.*

*(સૂરએ નિસાઅ : ૬૦)*

**આ કુફ્રની દુર્ગંધ તે લોકોના દિલોમાંથી નથી નિકળી જેઓ મુસલમાનોના વર્તુળમાં આવ્યા પછી પણ "જાહિલિયત" થી વિમુખ ન થયા અને જાહિલિયતના અકીદઓ તેમજ રીતે – રિવાજોથી વિખુટા ન પડયા. તેમના દિલોમાંથી હજુ સુધી તે ચીજોની નફરત અને ધૃણા નથી ગઈ તેમજ તે કાર્યોની હકારત (તુચ્છતા) નથી નિકળી જેને જાહિલિયત ખરાબ સમજતી હતી, તેનાથી નફરત અને ધૃણા કરે છે. ભલે ને તે અલ્લાહના દીનમાં પ્રિય હોય અને અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની પ્યારી સુન્નત હોય.**

**એવી રીતે તેમના દિલોમાંથી હજુ સુધી તે અમલો અને રીત – રિવાજોની મુહબ્બત અને પ્રતિષ્ઠા દૂર થઈ નથી જે જાહિલિય્યતના સમયમાં પ્રિય અને આદરપાત્ર હતી, ભલેને તે અલ્લાહની શરીઅતમાં ધિક્કાર પાત્ર અને તુચ્છ હોય એવી રીતે તેમના દિલોમાંથી હજુ સુધી જાહિલી સમર્થન અને પક્ષપાત દૂર થયું નથી અને તેમનો અમલ અરબની જાહિલિય્યતના લોકપ્રિય સિધ્ધાંત છે انصر اخاك ظالما او مظلوما પોતાના ભાઈની દરેક હાલતમાં મદદ કરો, ભલે તે જાલિમ હોય કે મઝલૂમ તેનાથી વધારે નાજુક વાત એ છે કે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી પણ, મુસલમાન કહેવાને લાયક બન્યા પછી પણ સારા અને ખરાબનો**

માપદંડ તે જ છે જે જાહિલિય્યતમાં હતો, ચીજોની કિંમત તે હોય જે જાહિલિય્યતના સમયમાં હતી, જીવનના તે મૂલ્યો અને આદર્શોનું સન્માન હોય જે જાહિલિય્યત કબૂલ કરે.

ઈસ્લામ લાવવાની સાચી દલીલ એ છે કે કુફ્ર અને તેના વાતાવરણ તેનાથી સંબંધ ધરાવતી બધી વસ્તુઓ, તેની બધી વિશિષ્ટતાઓથી નફરત પેદા થઈ જાય અને તેની તરફ પાછા ફરવાની કલ્પનાથી પણ માનવીને તકલીફ થાય, અને ઈમાનની મજબૂતી એ છે કે તે કુફ્રના કોઈ નાનાથી નાના કામના મુકાબલામાં મોતને વધુ પસંદ કરતો હોય, હદીસ શરીફમાં છે."

ثلث من كن فيه وجد حلاوة الإيمان، أن يكون الله ورسوله
أحب إليه مما سواهما وأن يحب المرء لا يحبه إلا الله وأن
يكره أن يعود فى الكفر كما يكره أن يقذف فى النار

ત્રણ વસ્તુઓ એવી છે કે તે જે વ્યકિતમાં હશે તેને ઈમાનની મીઠાશ નસીબ થશે એક તે વ્યકિત જેની નજીક અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)બધી વસ્તુઓથી વધારે પ્રિય હોય, બીજો તે માણસ કે જે કોઈનાથી મુહબ્બત કરે તે ફકત અલ્લાહ તઆલા માટે જ કરે, ત્રીજો તે માણસ કે જેને અલ્લાહ તઆલાએ કુફ્રથી બચાવ્યો હોય અને બચવા પછી તે કુફ્ર તરફ જવાને એવું ના પસંદ કરે જેમકે આગમાં જવાને નાપસંદ કરે છે. (બુખારી – મુસ્લિમ )

સહાબા (રદી.)ની આ જ હાલત હતી તેમને પોતાના પાછલા (જાહિલિય્યતના) સમયથી એવી નફરત પેદા થઈ ગઈ હતી કે તેમના નજીક જાહિલિયતથી વધીને કોઈ અપમાનજનક ન હતુ, તેઓ પોતાના પાછલા સમયનું વર્ણન કરતા તો ખૂબ જ શરમ અને નફરત સાથે પાછલા સમયની બધી વાતો, અમલો, અખ્લાક, કુફ્ર અને અલ્લાહની નાફરમાનીથી તેમને ન ફકત શરઈ અને અકલી, બલ્કે સ્વભાવિક રીતે જ નફરત હતી, અલ્લાહ તઆલા તેમની આ સિફત બયાન કરે છે.

﴿وَلَكِنَّ اللَّهَ حَبَّبَ إِلَيْكُمُ الْإِيمَانَ وَزَيَّنَهُ فِي قُلُوبِكُمْ وَكَرَّهَ إِلَيْكُمُ الْكُفْرَ وَالْفُسُوقَ وَالْعِصْيَانَ﴾

*તરજુમોઃ પરંતુ અલ્લાહે તમારા દિલોમાં (કામિલ) ઇમાનનો પ્રેમ આપ્યો અને તમારા અંતઃકરણોમાં તેની ખૂબી રચાવી દીધી અને કુફ્ર તથા ગુનાહ તેમજ(સાધારણ) નાફરમાનીથી તમને અણગમો ઉપજાવ્યો; (સૂરએ હુજુરાત : ૭)*

જાહિલિય્યતની એક નિશાની એ છે કે જયારે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો હુકમ સંભળાવવામાં આવે છે તો જુના રીત – રિવાજો અને પોતાના બાપ – દાદાઓના તરીકાઓના નામ લેવામાં આવે, અને અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુકાબલામાં ભૂતકાળના અને જુના રિવાજો રજૂ કરવામાં આવે.

﴿وَإِذَا قِيلَ لَهُمُ اتَّبِعُوا مَا أَنزَلَ اللَّهُ قَالُوا بَلْ نَتَّبِعُ مَا أَلْفَيْنَا عَلَيْهِ آبَاءَنَا أَوَلَوْ كَانَ آبَاؤُهُمْ لَا يَعْقِلُونَ شَيْئًا وَلَا يَهْتَدُونَ﴾

*તરજુમો : અને જ્યારે તે (મુશરિક) લોકોને કહેવામાં આવે છે કે અલ્લાહે જે હુકમ (પોતાના રસૂલ (સલ.) પર) ઉતાર્યો તે પ્રમાણે ચાલો ત્યારે તેઓ (જવાબમાં) કહે છે કે (કદી નહિ.) બલકે અમે તો અમારા બાપદાદાને જે કામ કરતાં જોયા છે, તેનું જ અનુકરણ કરીશું; વારું, તો શું તેઓના વડીલો ન તો કાંઇ (ધાર્મિક) જ્ઞાન ધરાવતા હોય અને ન ખરો માર્ગ જાણતા હોય તો પણ (તેઓની જ પાછળ ચાલશે?) (સૂરએ બકરહ : ૧૭૦)*

﴿بَلْ قَالُوا إِنَّا وَجَدْنَا آبَاءَنَا عَلَى أُمَّةٍ وَإِنَّا عَلَى آثَارِهِم مُّهْتَدُونَ﴾

*તરજુમો : (નહિ જ) બલકે તેઓ કહે છે કે અમે અમારા બાપદાદાને એક માર્ગ પર પામ્યા અને અમે પણ તેઓના જ પગલે ચાલનાર છીએ. (સૂરએ ઝુખ્રુફ : ૨૨)*

અલ્લાહના હુકમ અને વહીના મુકાબલામાં પોતાના બાપ – દાદાના

કાર્યો અને પોતાની ઈચ્છાઓ અને ખ્વાહિશોનું અનુકરણ કરવું માત્ર જહાલતનુ દીન છે.

﴿قَالُوا يَا شُعَيْبُ أَصَلَاتُكَ تَأْمُرُكَ أَن نَّتْرُكَ مَا يَعْبُدُ آبَاؤُنَا أَوْ أَن نَّفْعَلَ فِي أَمْوَالِنَا مَا نَشَاءُ﴾

*તરજુમોઃ તે લોકોએ કહ્યું કે હે શુએબ (અલૈ.) ! શું આપની નમાઝ આપને એ શીખવે છે કે જે વસ્તુઓને અમારા બાપદાદા પૂજતા આવ્યા તેને અમે છોડી દઈએ અથવા પોતાના માલમાં ધારીએ તેમ કરવાનું છોડી દઈએ ? આપ જ મોટા બુદ્ધિશાળી, સદાચારી છે.*

*(સૂરએ હૂદ : ૮૭)*

એવા લોકો જાહિલિયતથી નિકળીને ઈસ્લામમાં પૂર્ણ રીતે દાખલ ન થયા, જેમણે અલ્લાહના મુકાબલામાં દરેક વસ્તુ છોડી નહીં અને જેઓએ પોતાને સંપૂર્ણ રીતે અલ્લાહને હવાલે કર્યા નહિ. સંપૂર્ણ રીતે અલ્લાહને હવાલે થવું અને તેને માનવુ તે ઈસ્લામ છે જેનો હઝરત ઈબ્રાહીમ (અલે.)ને હુકમ હતો અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેનો સ્વીકાર કર્યો હતો,

﴿إِذْ قَالَ لَهُ رَبُّهُ أَسْلِمْ قَالَ أَسْلَمْتُ لِرَبِّ الْعَالَمِينَ﴾

*તરજુમો : (યાદ કરો) જ્યારે તેમના પરવરદિગારે તેમને કહ્યું કે તાબેદાર થઈજાવ તો (ઇબ્રાહીમ અલૈ.)એ અરજ કરી કે હું સર્વ જગતના પાલનહારને આધિન થયો છું. (સૂરએ બકરહ : ૧૩૧)*

અને જેનો બધા મુસલમાનોને હુકમ છે.

﴿فَإِلَٰهُكُمْ إِلَٰهٌ وَاحِدٌ فَلَهُ أَسْلِمُوا﴾

*તરજુમો : તો તમારો (ખરો) મઅ્બૂદ એક જ અલ્લાહ છે માટે તમે તેના જ હુકમમાં રહો. (સૂરએ હજ્જ: ૩૪)*

અને જો આવુ નથી જાણે અલ્લાહ સાથે લડાઈ છે, એટલા માટે આ પૂર્ણ ઈસ્લામને અલ્લાહ તઆલાએ એક જગ્યાએ 'સિલ્મ" ફરમાવ્યું છે, મતલબ કે અલ્લાહથી સુલેહ છે.

﴿يَـا أَيُّهَا الَّذِيْنَ آمَنُوا ادْخُلُوا فِيْ السِّلْمِ كَآفَّةً وَلَا تَتَّبِعُوا خُطُوَاتِ
الشَّيْطَانِ إِنَّهُ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ﴾

*તરજુમો :હે મુસલમાનો ! ઇસ્લામમાં સંપૂર્ણ રીતે દાખલ થઇ જાઓ અને શયતાનને પગલે નચાલો. બેશક, તે તમારોખુલ્લો શત્રુ છે.*
*(સૂરએ બકરહ: ૨૦૮)*

યાદ રાખો કે જાહિલિયતનો મતલબ કેવળ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પહેલાનો અરબનો સમય નથી, બલ્કે તે દરેક ગેર ઈસ્લામી જિંદગી અને વ્યવસ્થા છે, જેનો સ્ત્રોત વહી, નબુવ્વત અને કિતાબુલ્લાહ તેમજ અંબિયા (અલૈ.)ની સુન્નત ન હોય અને જે ઈસ્લામ જીવનના હુકમો તેમજ મસ્અલાઓને અનુરૂપ ન હોય, ભલે ને તે અરબની જાહિલિયત હોય, ઈરાનની મુજદકિકયત (વ્યકિતપૂજા) હોય, હિન્દુસ્તાનનો બ્રાહ્મંણવાદ હોય, મિસરની ફિરઓનિયત, તુર્કોની તૂરાનિયત અથવા આધુનિક સમયની પશ્ચિમી સભ્યતા કે મુસલમાન કોમની શરીઅત વિરૂધ્ધની રીત રસમો, આદતો, અખલાક તેમજ સંસ્કારો હોય, ભલેને તે પ્રાચીન હોય કે આધુનિક, વર્તમાન હોય કે ભૂતકાળ.

કુફ્ર એક નકારાત્મક બાબત જ નથી પરંતુ એક સકારાત્મક બાબત પણ છે. તે ફકત અલ્લાહના દીનના ઈનકારનું નામ નથી, પરંતુ એક ધાર્મિક અને નૈતિક વ્યવસ્થા તેમજ સ્થાયી ધર્મ છે, જેમાં પોતાનુ કર્તવ્ય (ફરજ) પણ છે, અને ખરાબ તેમજ અવૈધ (શાસ્ત્રોની અમાન્ય) વાતો પણ છે. એટલા માટે આ બંને એક જગ્યાએ એકત્ર થઈ શકતા નથી. અને માનવી એક જ સમયે આ બંનેનો વફાદાર બની શકતો નથી. અંબિયા (અલૈ.) કુફ્રને જડમૂળથી નષ્ટ કરે છે, તેઓ કુફ્રની સાથે કોઈ પણ હાલતમાં સમજુતી કે સમાધાન કરવા રાજી થતા નથી. કુફ્રને પાળખવામાં પણ તેઓ માહિર (નિષ્ણાંત) હોય છે, અને કુફ્રના સંબંધે દીર્ધદ્રષ્ટા અને સુક્ષ્મદર્શી હોય છે, અલ્લાહ તઆલા તેમણે કુફ્ર સંબંધે હિકમત અર્પણ કરે છે. તેમની

ખુદા દ્વારા અપાયેલી સમજ ઉપર ભરોસો કર્યા વગર છુટકારો નથી . દીનની હિફાઝત તેના વગર શકય નથી કે કુફ્ર અને ઈસ્લામની જે હદો તેમને નકકી કરી છે તેની રક્ષા કરવામાં આવે, તેમાં થોડી પણ ગફલત દીનને બગાડી નાખે છે, જેમકે યહૂદી, ઈસાઈ અને હિન્દુસ્તાના બીજા ધર્મો બગડી ગયા છે.

નબીઓના માનનારાઓમાં પણ આ સંબંધે તેવી જ સમજ શકિત અને અડગતા ધરાવે છે, તેઓ કુફ્ર, કુફ્રની મુહબ્બત અથવા તેની મદદ, જે રીતે પણ સામે આવે તેને તરત જ ઓળખી લે છે, તેઓને તેમાં કોઈ શંકા હોતી નથી અને તેનો વિરોધ કરવામાં કોઈ રૂકાવત તેમને નડતરરૂપ બનતી નથી. તેઓ કુફ્રને સંબોધીને હકે છે.

بہر رنگے کہ خواہی جامہ می پوش      من انداز قدت را می شنام

તેમના સમયની સંકીર્ણ (સંકુચિત – અસ્પષ્ટ) દ્રષ્ટ્રિવાળા અથવા દરેક વાતમાં બાંધછોડ કરનારા કા'બા શરીફ અને બૂતખાના (મંદિર) માં ફર્ક કરવાને કુફ્ર સમજે છે, તેનો મજાક ઉડાવે છે. અને નિંદા સાથે તેમને જ્ઞાની અને ખુદાના ફોજદારનું ઉપનામ આપે છે, પરંતુ તેઓ પોતાનું કાર્ય ધૈર્ય અને હિમ્મત સાથે કર્યા કરે છે, બેશક પયગમ્બરોના દીનની હિફાઝત એવા જ લોકો કરે છે અને આજે ઈસ્લામ યહૂદિયત, ઈસાઈય્યત અને હિંદુમતથી અલગ જે ન નજર આવે છે તે તેઓની (નબીઓના માનનારાઓની) હિમ્મત અને ધૈર્ય તથા વિનયનુ પરિણામ છે.

**હિન્દુસ્તાનમાં એકેશ્વરવાદનું આહવાન :**

હિન્દુસ્તાનમાં જયાં ઈસ્લામની બુનિયાદ અનેક ઐતિહાસિક કારણોને લીધે હંમેશાથી કમઝોર છે અને જે દુનિયાના કેટલાક મોટા મુશ્રિકોના ધર્મો અને સંપ્રદાયોનું કેન્દ્ર છે, ઈસ્લામનો ચશ્મ – એ – સાફી" (સાફ – સ્વચ્છ સ્ત્રોત) વધુ ખરાબ થવા લાગ્યો હતો, અને ભય હતો કે આ ચશ્મ – એ – હેવાન" (અસ્વચ્છ ઝરણાના) અંધકારમાં એવી રીતે ગુમ થઈ જશે કે સુધારકોને પણ તેનું નિશાન નહી મળે.

**હઝરત મુજદ્દિદ અલ્ફે ષાની (રહ.) :**

હઝરત મજદ્દિદ અલ્ફે ષાની (રહ.) એ જયારે સુધારની યાત્રા શરૂ કરી ત્યારે નબીઓના નબુવ્વતના કાર્યના ક્રમ પ્રમાણે પહેલુ પગલું અહીંથી જ શરૂ કર્યુ, જહાંગીરની સામે સિજદો કરવાનો ઈન્કાર આપ (રહ.)ના સુધારના ઈતિહાસનો ઉજજવળ વિષય છે. આપના મકાતિબ (પત્રો)માં સ્પષ્ટ અને સાફ શબ્દોમાં તૌહીદની વ્યાખ્યા આપવામાં આવી છે. અલ્લાહની વહદાનિયત, તેનું કેવળ ઈબાદનને લાયક હોવાની દલીલોનું બયાન કરવામાં આવ્યું છે, જે આપના ઈલ્મની વિશિષ્ટતાનો નમૂનો છે. શિર્કની રસમો અને દેખાવો (રૂપો) નું ખંડન, જાહીલી રિવાજો, મુશ્રિકોના કર્યો અને કાફિરોના અનુકરણથી પોતાના અનુયાયીઓને સખ્તીથી મના કર્યા. કારણ કે સુધારનુ કાર્ય તેના વગર શરૂ થઈ શકતું નથી તો પૂર્ણ થવાની તો વાત દૂર રહી. ખાસ કરી તરીકત અને તસવ્વુફ (આત્મશુદ્ધિ)નો ખુલાસો અને હેતુ અલ્લાહ પ્રત્યે એવો લગાવ પેદા થઈ જાય કે તેમાં કયારેય કોઈ ફર્ક ન પડે અને એવી એકાગ્રતા પેદા થઈ જાય કે તેમાં કમી ન આવે, આ ત્યાં સુધી શકય નથી જયાં સુધી બ્રહ્માંડની બધી વસ્તુઓમાં નફા અને નુકસાન, શકિત અને અધિકારનો વિચાર ખતમ થઈ જાય, અને મન – મસ્તિષ્ક તેની મુહબ્બત, મહાનતા, ભય અને લાલચથી આઝાદ ન થઈ જાય, અને તે કોઈ અર્થમાં પણ મકસુદ, મતલુબ, પ્રિય, આદરણીય અને સંક્ષેપમાં ઈલાહ તેમજ મા'બુદ ન રહે. આ ઈખલાસ (નિષ્ઠા) નુ સ્થાન છે. જે તરફ નબીઓ અને તેમના અનુયાયીઓ દા'વત આપે છે. મુજદ્દિદ અલ્ફે ષાની (રહ.)એ પોતાના મકતૂબાત (પત્રો)માં તેની તરફ દા'વત આપી છે અને તેની સ્પષ્ટતા કરી છે.

માનનીય ! સુલુકની મંજીલોને પાર પાડવા અને ભાવનાના સ્થળોને પાર કરી લીધા પછી આ જાણવા મળ્યું કે આ સુલુક (ખુદાની પ્રાપ્તી) નો હેતુ ઈખ્લાસ પેદા કરવાનો છે, જે જોડાયેલુ છે સંસારિક મા'બૂદોની સમાપ્તિ સાથે. (મકતૂબાત નં. ૧ – ૪૦ શૈખ મુહમ્મદ ખૈરી)

એક બીજા પત્રમા ફરમાવે છે :

*આંતરિક બીમારીઓનું મૂળ અને મનના રોગોનુ અસલ કારણ દિલનુ અલ્લાહ સિવાયની વસ્તુઓમાં મશ્ગૂલ થવું છે, જયા સુધી બાતિલ મા'બોદોથી આઝાદી ન મળે ત્યાં સુધી સલામતી અને પવિત્રતા મુશ્કેલ છે, કારણ કે અલ્લાહ તઆલાની બારગાહમાં કોઈની શિર્કતની ગુંજાઈશ નથી, કુર્આને પાકમાં છે, શુદ્ધ ઉપાસના (ઈબાદત) અને ઈતાઅત (આજ્ઞાપાલન) અલ્લાહનો જ હક છે, આ તો મુર્ખતા છે કે શરીકને આગળ દેવામાં આવે, બે હયાયી છે કે અલ્લાહના ગેરની મુહબ્બતને એટલી હદે આગળ કરી દેવામાં આવે કે અલ્લાહની મુહબ્બત તેમાં ખતમ થઈ જાય, અથવા દબાઈ જાય.*

**એકેશ્વરવાદ–તૌહીદના કેટલાક તાર્કિક ઉદાહરણો :**

હઝરત શૈખ અબ્દુલ કાદીર જીલાની (રહ.) (મૃત્યુ : હિ.સ. ૫૬૧) ની બુઝુર્ગી પર મુસલમાનો સંમત છે, તેમને એક બૌદ્ધિક મિષાલથી તૌહીદની સ્પષ્ટતા કરી છે, જે લોકો મુસીબતોને દૂર કરવા તેમજ કોઈ પ્રકારનો નફો મેળવવા અલ્લાહના ગેરનો સહારો લે છે, તેમની મુર્ખતાનો એક નકશો ખેચ્યો છે, તેઓ બયાન કરે છે " આખી સૃષ્ટિને એક એવો માનવી સમજો જેના હાથ એક વિશાળ અને મહાન સામ્રાજયના બાદશાહે, જેનુ શાસન મહાન છે, તેનું વર્ચસ્વ અને તકાત આપણી કલ્પનાની બહાર છે, બાંધી દીધા હોય, પછી તે બાદશાહે તે માનવીના ગળામાં ફંડો નાખી દીધો હોય અને તેના પગો પણ બાંધી દીધા હોય, ત્યાર બાદ તેની એક ચીડના ઝાડ સાથે લટકાવવામાં આવે, જે નદીના કિનારે હોય અને નદી પણ ઊંડી અને ઝડતી ગતિએ વહેતી હોય, અને તેના મોજાઓ પણ ખુબ ઉચે સુધી ઉઠતા હોય, ત્યાર બાદ બાદશાહ પોતે ત્યાં શાનદાર ખુરશી નાખીને બેસી ગયો હોય, તે ખુરશી એટલી ઉચી અને ભવ્ય હોય કે ત્યાં સુધી પહોંચ્વુ ખૂબ જ મુશ્કેલ હોય, તે બાદશાહે પોતાની નજીક તીરો – ભાલાઓ અને અન્ય પ્રકારના હથિયારોનો જથ્થો એટલો બધો રાખ્યો છે કે તેનો અંદાજો કરી શકાતો નથી, હવે જે વ્યકિત આ દ્રશ્ય જુઓ તેના માટે યોગ્ય છે કે તે બાદશાહ તરફ જોવાને બદલે, તેનાથી ડરવાને બદલે અને

તેનાથી આશા રાખવાને બદલે તે ફાંસી ઉપર લટકેલા વ્યકિતથી ડરે, અને તેનાથી આશા બાંધે જે વ્યકિત આમ કરે તે દરેક સમજદાર વ્યકિત સામે બેવકુફ, પાગલ અને જાનવર કહેવાને લાયક નથી?"

હઝરત શૈખ શરફુદીન યહયા મુનીરી (રહ.) અલ્લાહ તઆલાની અઝમત (મહાનતા) અને ઉચ્ચતા, પોતાની મખ્લુક પર અધિકાર અને સ્વતંત્ર દખલને બયાન કરતા કહે છે કે તે જે ઈચ્છે છે તે કરે છે, તેને કોઈની પરવા નથી હોતી, તે પોતાની મરજી ઉપર ચાલે છે, કોઈની મજાલ નથી કે તેને કોઈ પુછી શકે, જીભ કપાયેલી અને મોઢુ બંધ, એક પત્રમાં પોતાના શિષ્યને લખે છે : અને આ હકીકતને એવી રીતે બયાન કરે છે કે દિલ ધ્રુજી ઉઠે છે અને બદનના વાળ ઉભા થઈ જાય છે, ફરમાવે છે :

*" તે જે ઈચ્છે છે તે કરે છે, તેને કોઈની બરબાદી કે આબાદીની પરવા નથી, જુઓ ! એક વ્યકિત કેવી રીતે તરસથી તડપી તડપીને મરે છે અને કહે છે કે મારી નીચેથી નહેરો વહે છે અને હું તરસથી મરી રહયો છું, પાણીનુ એક ટીપુ પણ નશીબમાં નથી, ફરિશ્તાઓ ગેબથી અવાજ આપે છે કે હું હઝરો સિદ્દીકીન (સત્યવાદીઓ)ને અંધારા અને ભયાનક જંગલમાં તથા શુષ્ક અને રણ વિસ્તારમાં લાવું છું અને બધાને કતલ કરી નાખું છું, જેથી તેમની આંખો અને ગાલોને કાગડાઓ અને ગીધોની રોજી બનાવું, જયારે કોઈ વચમાં બોલવા માગે છે તો તેના મોઢા પર સીલ લગાવી દે છે અને કહે છે કે તે જે ઈચ્છે તે કરે, કોઈ તેનું પુછનાર નથી, તે અલ્લાહ કહે છે કે આ સિદ્દીકીન પણ મારા છે, અને આ પક્ષીઓ પણ મારા છે. વચ્ચે બોલનારો (ફુઝુલી) કોણ છે જે મારા કર્યોની ટીકા કરે છે ?"*

**હઝરત મીર સય્યિદ અલી હમદાની (રહ.)**

હઝરત મીર સય્યિદ અલી હમદાની (રહ.)ને ખતલાન (સમરકંદની નજીકનો વિસ્તાર) થી કઈ વસ્તુ ખેંચીને કશ્મીર લાવી ? શું તેની સુંદર ઘાટીઓની સુંદરતા ખેંચી લાવી? શું હિમાલયની ઊંચાઈ અને તેની હરિયાળી ખેચી લાવી? તેઓ જે વિસ્તારમાંથી આવ્યા તે વિસ્તાર પણ સુંદર

હતો, ફળ – ફળાદી અને ફૂલોથી ભરપૂર હતો, પછી કઈ વસ્તું તેમને અહીં ખેંચી લાવી ?

હું તમને બતાવું કે તેમને કઈ વસ્તું અહીં ખેચી લાવી, તે એક ગૈરત (શરમ) હતી જેને પોતાના મહેબૂબ પ્રત્યે વધુ પ્રેમ હોય છે તેની જાતો – સિફાતની વધુ ઓળખ હોય છે અને તેના સદગુણો તેમજ કમાલાત પર યકીન હોય છે, તેમાં એટલી જ પોતાના મેહબુબ પ્રત્યે ગૈરત (શરમ) હોય છે, એક અજ્ઞાની માણસ હિરા – મોતીને ઈંટ – પથ્થર સમજીને નાંખી દે છે, અનમોલ – મૂલ્યવાન હિરાને અજ્ઞાનતામાં તોડી નાંખે છે, પરંતુ જવેરીને જુઓ કે તે એક એક ટુકડા પર કુરબાન હોય છે મારીને જુઓ તે કેવી રીતે એક એક ફુલ પર કુરબાન હોય છે, તે પસંદ નથી કરતો કે તેને કોઈ તકલીફ પહોંચે, બુલબુલથી ફૂલ સંબંધે પુછો, પરવાનો (પતંગિયા)ને જયોત સંબંધે પુછો, આશિકોને માશૂક વિશે પૂછો, અને ખુદાના પયગમ્બરોને તેમજ તેના આરીફોને ( ઓળખીતાઓને) તૌહીદ વિષે પુછો.

**<u>તૌહીદનો સ્ત્રોત (ઉત્તપત્તિ સ્થાન):</u>**

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તૌહીદના સૌથી મોટા અમીન અને તેના સૌથી મોટા પ્રચારક તેમજ તેની તરફ બોલાવનારા અને તેની હકીકતથી વાકેફ હતા, સદીઓથી તેમની લાવેલી દોલત આજે મોજૂદ છે, જે આજ સુધી વહેંચાય રહી છે અને કયામત સુધી વહેંચાતી રહેશે, મારી અને તમારી પાસે ખુદાના ફઝલો કરમ (કૃપા) થી તે દોલત મોજૂદ છે, આપના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સૌથી વધુ અલ્લાહને ઓળખનારા, સૌથી વધુ અલ્લાહથી મુહબ્બત રાખનારા, સૌથી વધુ અલ્લાહ પર કુરબાન થનારા હતા. એટલા માટે આપની ગૈરત (શરમ – લજજા) ની એ હાલત હતી કે એક વ્યકિતએ માત્ર એટલું જ કહી દીધુ હતુ કે.

﴿من يطع الله ورسوله فقد رشد ومن يعصهما فقد غوى﴾

*"જે અલ્લાહ અને તેના રસૂલની ઈતાઅત કરશે તે હિદાયત પામશે, અને જે તે બંનેવની નાફરમાની કરશે તે ગુમરાહ થશે"*

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેને બરદાશ્ત ન કરી શકયા, અને આપથી ન સાંભળી શકાયુ, ફરમાવ્યું :

بئس الخطيب انت ، قل ومن يعض الله ورسوله

*તમને વાત કરવાનો ઢંગ નથી (અગલ, અગલ) એમ કહો જે અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની કરશે તે ગુમરાહ થશે.* *(અબૂ દાઉદ)*

એવી રીતે રીતે એક બીજી વ્યકિતએ કહયું ماشاء الله وشئت જો અલ્લાહ અને તમે ચાહતો તો આ કામ થઈ જશે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું جعلتني والله عدلا، بل ماشاء الله وحده તમે મને ખુદાના બરાબર (સમકક્ષ) બનાવી દીધો ? ના "ماشاء الله وحده" જે કેવળ ખુદા ઈચ્છે, એ છે ગૈરતની ચરમસિમા, એક સાચા આશિકને જેટલી મુહબ્બત હોય છે એટલી જ ગૈરત હોય છે, ગૈરત તાબે છે મુહબ્બતની, ગૈરત તાબે છે ઈલ્મની, ગૈરત તાબે છે નિષ્ઠા (ઈખ્લાસ) ની.

**સૈયદ અલી હમદાની(રહ.)ની ગૈરત**

હઝરત સૈયદ મીર અલી હમદાની (રહ.)ની આરિફ બિલ્લાહ (અલ્લાહને ઓળખનારા) હતા વલીએ કામિલ હતા . આશિરે ખુદા હતા, આશિકે રસૂલ હતા, એટલા માટે આપ (રહ.)માં દીન માટે એટલી ગૈરત (શરમ – લજજા) હતી કે લાખો અને કરોડો માનવીઓમાં પણ ન હોય, તેમને સાંભળ્યું કે કશ્મીર એક લાંબી – પહોળી ઘાટી છે,ત્યાંના લોકો ખુદાથી અજ્ઞાન છે. ત્યાં એક ખુદા સિવાય અનેક (ખુદાઓ)ની પૂજા કરવામાં આવે છે. મૂર્તિઓની પૂજા કરવામાં આવે છે. કેટલીક વસ્તુઓ જમીનમાં છે, કેટલીક વસ્તુઓ જમીનની ઉપર છે, કેટલીક વસ્તુઓ ઉભી છે, કેટલીક વસ્તુઓ સૂતેલી છે, લોકોએ જેમાં થોડી પણ શકિત જોઈ, નફો – નુકસાન પહોંચાડવાની સલાહિયત જોઈ, કોઈ વિશિષ્ટતા જોઈ, થોડી સુંદરતા જોઈ તેની સામે ઝુકવા લાગ્યા. મારો મત એ છે કે જો તેઓ અહિંયા ન આવતા તો કદાચ ખુદા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને માનનારા અહીં ન હોતા, એટલા માટે કે તેઓ જયાં રહેતા

હતા, ત્યાંથી આ કશ્મીરની ઘાટીઓ સુધી મોટા મોટા દીનના મરકઝ (રૂહાની કેન્દ્રો) હતા, હિમાલયની ગોદમાં આખુ હિન્દુસ્તાન હતું, જયાં હજારો આલિમો, સેંકડો મદરસાઓ અને ખાનકાહો હતી, પરંતુ સાહસી આ નથી જોતો કે આ મારૂ કર્તવ્ય છે કે નહિ ? તેઓ પોતાની ડયુટી (ફરજ) સમજે છે, હજાર કોઈ તેમને રોકે, તેમના રસ્તામાં હજાર રૂકાવટો – વિઘ્નો આવે, પહાડ તેમના માર્ગમાં આવી જાય, નદીઓ,સમૃદ્રો તેમની વચ્ચે આવી જાય, તેઓ કોઈની પણ પરવા કરતા નથી, માની લો કે એક આકાશી અવાજ હતો તેમને સાંભળ્યો હતો કે સૈયદ ! કશ્મીર જાઓ અને તૌહીદ ફેલાવો.

સૈયદ અલી હમદાની (રહ.) અનુભવ્યું કે અલ્લાહની સામે મને જવાબ આપવાનો છે. મેદાને હશ્ર સામે છે અને ખુદાઈ અર્શ (સિંહાસન) મોજૂદ છે. તેની રહમતના છાયડામાં નબીઓ અને વલીઓ ઉભા છે. અને ત્યાંથી સવાલ થાય છે કે સૈયલ અલી ! તમને ખબર છે કે મારી પેદા કરેલી જમીનના એક ભાગમાં અલ્લાહના ગેરની પૂજા કરવામાં આવે છે, અલ્લાહના ગેરની સામે હાથ ફેલાવવામાં આવે છે, તમે તેઓને કઈ રીતે સહન કર્યા ? મીર સૈયદ અલી હમદાની (રહ.)ની સામે તો આ દ્રશ્ય હતુ. જો પુરી દુનિયાના મોટા મોટા આલિમો – વિદ્વાનો ભેગા મળીને સમજાવતા કે હઝરત ! આપથી સવાલ નહિ થાય, પરંતુ તેઓ કહેતા કે ના, મારાથી જ આ સવાલ થશે. મારી ગૈરત (લાજ – શરમ) આ સહન નથી કરતી કે અલ્લાહની વિશાળ ધરતી પર કોઈ છેડે પણ અલ્લાહના ગેરની પૂજા કરવામા આવે. અલ્લાહના ગેરથી ભય અને આશા હોય માનવીને (ભલે તે જીવતો હોય કે મરેલો) ભાગ્યનો બનાવનાર અને બગાડનાર સમજવામાં આવે. અવલાદ અને રોઝી આપનાર સમજવામાં આવે, તેને દરેક જગ્યાએ હાજિર – નાજિર (હાજર – સમક્ષ ) સમજવામાં આવે છે, જો મને માલૂમ પડે કે ઉત્તર ધ્રુવ અથવા દક્ષિણ ધ્રુવ કે હિમાલયની ઉચ્ચ ચોટી પર એક વ્યકિત એવો પણ હોય જે અલ્લાહના ગેરની પૂજા કરી રહયો છે. અલ્લાહના ગેરથી નફો – નુકસાન

પહોંચાડનાર સમજે છે, અલ્લાહના ગેરને સૃષ્ટિનો સંચાલક સમજવામાં આવે. તો મારી ફરજ છે કે હું ત્યાં પહોંચું અને અલ્લાહની વાત પહોંચાડું. الا له الخلق والامر યાદ રાખો ! અલ્લાહ ફરમાવે છે.

﴿ ألا له الخلق والامر ﴾

*તરજુમો : યાદ રાખો કે ઉત્પન્ન કરવું તેમજ હુકમ કરવો ખાસ તેનું જ કામ છે. (સૂરએ અઅ્‌રાફ : ૫૪)*

એવું નથી કે પેદા તો તેણે કર્યા પરંતુ હુકમ બીજાનો ચાલે. તેને પોતાની સલતનત કોઈ બીજાને હવાલે કરી દીધી કે અમે પેદા કરી દીધા, હવે તમે હુકુમત કરો. સર્જક પણ તે જ છે, હાકિમ અને પ્રશાસક પણ તે જ છે. એવું નથી કે તાજ મહલ શાહજહાં એ બંધાવ્યો, તુર્કસ્તાન વગેરેથી કારીગરો બોલાવ્યા, કારીગરોએ પોતાની કારીગરી બતાવી. તેઓ આવ્યા અને મરી ગયા, હવે તાજમહલ પર જેનુ દિલ ચાહે હુકુમત કરે. તખ્ત બનાવે તોડી નાખે કે બનાવે.

આ દુનિયા તાજમહલ નથી, કુતુબ મિનાર નથી, આ દુનિયા કોઈ પુરાતત્વખાતું કે અજાયબ ઘર નથી, આ ખુદાની પેદા કરેલી દુનિયા છે. સમગ્ર વ્યવસ્થા તેની મુઠઠીમાં છે, તેના કુદરતમાં છે, એક નાનું કારખાનું પણ અહીનું તેને બીજાને સુપ્રત (હવાલે) કર્યું નથી.

وسع كرسيه السموات والارض તેનું સિંહાસન સમગ્ર સૃષ્ટિ પર હાવી છે. આ પૃથ્વીનો એક ગ્રહ શું થઈ ગયો? બધા ગ્રહો, બધી આકાશગંગાઓ, સમગ્ર સૂર્ય મંડળ, આ બધુ જ તેના કબ્જામાં છે.

આ ગૈરતનો એક નમૂનો છે કે જયારે હઝરત યાકુબ (અલૈ.) ની મોતનો વખત નજીક આવ્યો ત્યારે આપે પોતાના કુટુંબના બધા સભ્યોને છોકરા, પોત્રા, નવાસાને ભેગા કર્યા અને કહયું, પ્રિયજનો ! મારી પીઠ કબરથી નહીં લાગે જયાં સુધી તમે મને આ વિશ્વાસ ન અપાવો કે મારા દુનિયાથી ગયા પછી તમે કોની ઈબાદત અને બંદગી કરશો? તે લોકોએ છાતી ઠોકીને કહયું તમે શંકા ન કરો, અમે આપણા જ મા'બૂદે હકીકી અને

તમારા બાપ – દાદા હઝરત ઈબ્રાહીમ (અલૈ.), ઈસ્માઈલ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.)ના મા'બુદ વહદહુ લાશરીક લહુની ઈબાદત કરીશું.

﴿قَالُوا نَعْبُدُ إِلَـٰهَكَ وَإِلَـٰهَ آبَائِكَ إِبْرَاهِيمَ وَإِسْمَاعِيلَ وَإِسْحَاقَ إِلَـٰهًا وَاحِدًا وَنَحْنُ لَهُ مُسْلِمُونَ﴾

*તરજુમો : તો તેઓએ જવાબ આપ્યો કે અમે તે (પવિત્ર ઝાત)ની બંદગી કરીશું, જેની તમે અને તમારા વડીલો ઇબ્રાહીમ (અલૈ.) અને ઇસ્માઈલ (અલૈ.) અને ઇસ્હાક (અલૈ.) બંદગી કરતા આવ્યા છે, તે જ એક મઅબૂદ છે અને અમે બધા તેના જ તાબેદાર રહીશું.*

*(સૂરએ બકરહ : ૧૩૩)*

વાલિદ સાહેબ, દાદા સાહેબ, નાના સાહેબ ! તમે અમારાથી આ સવાલ કેમ કરી રહયા છો ? આપને કઈ વાતનો ડર છે ? આપ વિશ્વાસ કરો, તમે બાળપણમાં જેવી રીતે અમને કેળવ્યા છે અને દિલની નરમ જમીનમાં તૌહીદનો પવિત્ર બીજ વાવ્યો છે, તેનાથી અમે નહિ હટીએ, અમે તમારા મા'બૂદે બરહક, એક અલ્લાહની જ બંદગી અને ઈબાદત કરીશું. જેની હઝરત ઈબ્રાહીમ (અલૈ.), હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત ઈસ્હાક (અલૈ.) પરસ્તિશ કરતા હતા, તે વખતે તેમને સંતોષ થયો અને દુનિયાથી ખુશી ખુશી વિદાય લીધી, અવલિયાએ કિરામ, ઈસ્લામના પ્રચારક અને બુઝુર્ગ હઝરાત તે જ પયગમ્બરોના વારસદાર અને ઉત્તરાધિકારી છે, યાકુબ (અલૈ.) ને ભય તે વાતનો હતો કે મારી અવલાદ શિર્કની જાળમાં એવી રીતે ફસાય ન જાય જેવી રીતે હજારો કુટુંબો અને સેંકડો કોમો ( પોતાના સંસ્થાપકો અને ધર્મ પ્રચારકો પછી) ફસાય ગઈ, આ પૈગામ (સંદેશો) છે ખુદાનો, જે દરેક પયગમ્બરો લઈને આવ્યા, ખુદાના એ પૈગામને દુનિયામાં વલીઓએ સંભળાવ્યો અને સુધારકોએ દરેક યુગમાં લોકોને પહોંચાડયો. સફળતાની શરત આ જ છે, ઈઝઝત અને તાકતની શરત આ જ છે તેની સામે જ હાથ ફેલાવવામાં આવે, તેનાથી જ દિલ લગાડવામાં આવે. અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿إِنَّ الَّذِينَ اتَّخَذُوا الْعِجْلَ سَيَنَالُهُمْ غَضَبٌ مِّن رَّبِّهِمْ وَذِلَّةٌ فِي الْحَيَاةِ الدُّنْيَا وَكَذَٰلِكَ نَجْزِي الْمُفْتَرِينَ﴾

*તરજુમો :(અલ્લાહે કહ્યું કે) બેશક, જે લોકોએ વાછરડાને (મઅ્બૂદ) બનાવ્યો તેઓને (જો તૌબા ન કરે તો) આ દુનિયાની જિંદગીમાં જ તેઓના પરવરદિગાર તરફથી શિક્ષા અને અપમાન પહોંચશે. વળી, અમે બોહતાન મૂકનારાઓને એવી જ શિક્ષા આપીએ છીએ.*

*(સૂરએ અઅ્રાફ : ૧૫૨)*

શકય છે કે લોકો એમ કહે કે અમે વાછરડાની પૂજા કયારે કરી? તેનાથી હજાર વખત તૌબા, એવી મૂર્ખતા અમે કયારે કરી શકતા હતા? તો અલ્લાહે પોતાની આખરી કિતાબમાં તેનો જવાબ આપ્યો અને એમ કહીને કે અમે બુહતાન(મિથ્યાંરોપ) બાંધનારાઓને સજા આપીએ છીએ, બધા મુશ્રિકાના અકાઈદ અને આ'માલને શામિલ કરી દીધા કે મુશ્રિકની બુનિયાદ હંમેશા મનઘડત કિસ્સા – કહાનીઓ અને બેબુનિયાદ વાતો હોય છે, અને આ બંને એક સિક્કાની  બે બાજુઓ છે, માટે અલ્લાહ તઆલા ફરમાવે છે :

﴿فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْأَوْثَانِ وَاجْتَنِبُوا قَوْلَ الزُّورِ﴾

*તરજુમો : માટે તમો મૂર્તિઓની ગંદકીથી અળગા રહો અને જૂઠી વાતથી દૂર રહો. (સૂરએ હજ્જ : ૩૦)*

શિર્કને અલ્લાહ તઆલાએ સ્પષ્ટ શબ્દોમાં "મહાન બોહતાન'ની ઉપાધિ આપી છે અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿وَمَن يُشْرِكْ بِاللَّهِ فَقَدِ افْتَرَىٰ إِثْمًا عَظِيمًا﴾

*તરજુમો : અને જેણે અલ્લાહનો શરીક ઠેરવ્યો તેણે મહાન પાપ કર્યું.*

*(સૂરએ નિસાઅ્ ૪૮)*

**<u>તૌહીદનો અકીદો મુસલમાનોની આંતરાષ્ટ્રીય ઓળખ :</u>**

તૌહીદ મુસલમાનોની સંસ્કૃતિ અને આંતરરાષ્ટ્રીય ઓળખ છે, જે અકીદાથી લઈને આ'માલ સુધી અને ઈબાદતથી લઈને તકરીબાત

(પ્રોગ્રામ – કાર્યક્રમો) સુધી દરેક જગ્યાએ જોવા મળશે, તેમની મસ્જિદના મિનારા પાંચ વખતે એલાન કરે છે કે અલ્લાહના વગર કોઈ ઈબાદત અને બંદગીને લાયક નથી, તેમના ઘરો અને ડ્રોઈંગરૂમોને પણ ઈસ્લામી ઉસૂલો પ્રમાણે બુતપરસ્તી અને શિર્કથી સુરક્ષિત રાખવામાં આવે, ફોટા, સ્ટેચ્યુ, મૂર્તિઓ વગેરે તેમના માટે જાઈઝ નથી અહીંયા સુધી કે બાળકોના રમકડાઓમાં પણ તેનો ખ્યાલ રાખવામાં આવે, દીની તકરીબાત હોય કે દેશનો ઉત્સવ, દેશ નેતાઓનો જન્મ દિવસ હોય કે ધાર્મિક વડાઓનો જન્મદિવસ હોય, ધ્વજવંદન નો કાર્યક્રમ હોય, તસ્વીરો અને પ્રતિકો – મૂર્તિઓ સામે નમન કરવું અને તેમની સામે હાથ જોડીને ઉભા રહેવું અથવા તેમને ફુલ – હાર પહેરાવવા મુસલમાનો માટે મના છે, અને તેમની એકેશ્વરવાદી સંસ્કૃતિ વિરૂધ્ધ છે, જયાં મુસલમાનો પોતાની ઈસ્લામી સંસ્કૃતિ પર અમલ કરશે, તેઓ આ કર્યોથી અલગ હશે. નામોમાં, આયોજનોમાં, કસમમાં, બુઝુર્ગોના આદરમાં તૌહીદની હદથી આગળ નિકળી બીજી કોમોનું અનુકરણ કરવું, ઈસ્લામથી ફરી જવા બરાબર છે.

## તૌહીદ શકિતનો મૂળ સ્ત્રોત (ઉત્તપત્તિ સ્થાન)

જેનુ દિલ તૌહીદથી ભરેલુ હશે, તે અલ્લાહની જાત પર ભરોસો કરશે. મુસીબતમાં તેને જ પોકારશે, ખુશીમાં તેનો શુર્ક અદા કરશે. મુસીબત અને હાજત વખતે આજીજી (વિવશતા) અને બંદગી અલ્લાહ સિવાય કોઈની કરશે નહી, તેમાં જો ઘટાડો થાય છે તો અલ્લાહની મદદમાં પણ ઘટાડો થાય છે, કુર્આન શરીફમાં સાફ અને સ્પષ્ટ ઈશારાઓ છે, જે કોમોની તૌહીદમાં ફરક આવ્યો તેની તાકતમાં ફરક આવ્યો, તાકતનો સૌથી મોટો સ્ત્રોત તૌહીદનો અકીદો છે, અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿سَنُلْقِي فِي قُلُوبِ الَّذِينَ كَفَرُوا الرُّعْبَ بِمَا أَشْرَكُوا بِاللَّهِ مَا لَمْ يُنَزِّلْ بِهِ سُلْطَانًا وَمَأْوَاهُمُ النَّارُ وَبِئْسَ مَثْوَى الظَّالِمِينَ﴾

*તરજુમો :હવે અમે કાફિરોના દિલોમાં રોબ નાખીશું, કારણ કે તેમણે અલ્લાહની સાથે એવી વસ્તુને શરીક ઠેરવી છે કે જેના વિશે અલ્લાહે*

*કોઈ દલીલ ઉતારી નથી અને તેમનું ઠેકાણું દોઝખ છે અને જુલ્મીઓનું તે ઘણું ખરાબ રહેઠાણ છે. (સૂરએ આલિ ઈમરાન : ૧૫૧)*

﴿إِنَّ الَّذِينَ اتَّخَذُوا الْعِجْلَ سَيَنَالُهُمْ غَضَبٌ مِّن رَّبِّهِمْ وَذِلَّةٌ فِي
الْحَيَاةِ الدُّنْيَا وَكَذَٰلِكَ نَجْزِي الْمُفْتَرِينَ﴾

*તરજુમો : (અલ્લાહે કહ્યું કે) બેશક, જે લોકોએ વાછરડાને (મઅ્બૂદ) બનાવ્યો તેઓને (જો તૌબા ન કરે તો) આ દુનિયાની જિંદગીમાં જ તેઓના પરવરદિગાર તરફથી શિક્ષા અને અપમાન પહોંચશે. વળી, અમે બોહતાન મૂકનારાઓને એવી જ શિક્ષા આપીએ છીએ.*

*(સૂરએ અઅ્રાફ : ૧૫૨)*

શિર્ક કમજોરીનુ કારણ છે, હંમેશા રહયું છે, અને હંમેશા રહેશે, અલ્લાહ તઆલાએ ચીઝોમાં ખાસિયત રાખી છે, વિષ (જહેર) માં એ એક ખાસિયત (ગુણ) છે, તિરયાકમાં એક ખાસિયત છે, પાણીમાં એક ખાસિયત છે, આગમાં એક ખાસિયત છે, તો તૌહીદમાં તાકત, નિર્ભયતા, અને કોઈના દબદબામાં ન આવવાની ખાસિયત છે, માટે સૌથી મોટી જરૂરત છે કે અકીદાને સહીહ કરવામાં આવે, ખુદાની સાથે ઈબ્રાહીમી, મુહમ્મદી, કુર્આનની તાલીમ પ્રમાણે તૌહીદનો રિશ્તો(સંબંધ) મજબૂત હોય, આ સંબંધને પછી મજબૂતીની જરૂરી છે, એટલા માટે કે શૈતાન હંમેશા તાકમાં રહે છે, તે હંમેશા છાપો મારતો રહે છે, અને ચોર ત્યાં જાય છે જયાં દોલત હોય, જેની પાસે તૌહીદની, ઈમાનની દોલત છે તેના માટે ખતરો છે તેના માટે આ ખતરો હું નથી બતાવતો જેની પાસે આ નેઅમત નથી.

માનવી પર તૌહીદનો અકીદો જે બુધ્ધિ પર અસર કરે તેને કારણે તે આખી દુનિયાને એક કેન્દ્ર અને એક વ્યવસ્થાને તાબે સમજે છે, અને તેના વિખરાયેલા અંશોમાં એક સ્પષ્ટ વહદત (એક હોવાનો ભાવ) નજર આવવા લાગે છે, અને આ રીતે માનવી જિંદગીની પુરી વ્યાખ્યા કરી શકે છે, અને તેના ચિંતન અને કાર્યની ઈમારત હિકમત અને સુઝ – બુઝ,

ભલાઈ અને તકવા પર મદદ, માનવીની ભલાઈ, સમાજમાં સંગઠન, સભ્યતાના માર્ગદર્શન, દીન અને દુનિયાના જોડ, સહયોગી અને હરીફ જાતિઓની એકતા તેમજ ભાઈચારાની બુનિયાદો પણ કાયમ થઈ શકે છે.

**શુદ્ધ તૌહીદનો અકીદો :**

આ કુદરતના કારખાનાને કોઈ બનાવનાર છે, જે હંમેશાથી છે અને હંમેશા રહેશે, તે બધી ખુબીઓ પ્રશંસા અને કમાલાત (પૂર્ણતાઓ) નો હામિલ, બધા ગુણોમાં પૂર્ણ અને દરેક પ્રકારના અવગુણો (એબો) તથા કમઝોરીઓથી પાક છે, તે દરેક જગ્યાએ છે, અને આખી દુનિયા તેના વર્તૂળમાં છે, તે જિવંત છે, સમિઅ (સાંભળનાર), બસીર (જોનાર) છે, ન કોઈ તેના જેવો છે અને ન કોઈ તેનો મુકાબલો અને બરાબરી કરી શકે છે, તે અજોડ છે, તે કોઈની મદદનો મોહતાજ નથી, સૃષ્ટિની વ્યવસ્થામાં તેનો કોઈ શરીક, સાથી અને મદદગાર નથી, ઈબાદતને લાયક, માત્ર તે જ છે જે રોગીને તંદુરસ્ત બનાવી શકે છે, મખલુકને રોઝી આપનાર અને તેમની તકલીફો દૂર કરનાર છે, ખુદા સિવાય બીજાને મા'બુદ(પૂજય) બનાવવો, તેમની સામે આજીજી કરવી, તેમને સિજદો કરવો, તેમનાથી દુઆ માંગવી, અને એવી ચીઝોમાં મદદ માંગવી જે માનવીની તાકતથી બહાર હોય, અને ખુદાની કુદરતથી સંબંધ ધરાવતી હોય, જેમકે અવલાદ આપવી, ભાગ્ય સારૂ – બુરૂ બનાવવું, દરેક જગ્યાએ મદદ માટે પહોંચી જવું, દરેક વાત (નજીક હોય કે દૂર) સાંભળી લેવી દિલની વાતો અને છુપી વસ્તુઓ જાણી લેવું વગેરે) ઈસ્લામના શબ્દકોસ પ્રમાણે તે શિર્ક છે, અને તે સૌથી મોટો ગુનોહ છે જે તોબા વગર માફ થતો નથી, કુર્આન શરીફમાં ફરમાવ્યું : તેની શાન એ છે કે જયારે તે કોઈચીઝનો ઈરાદો કરે છે તો તેનાથી કહી દે કે کن فیکن (થઈ જા, તો તે બની જાય છે.) (સૂરએ યાસીન :૮૨)

અલ્લાહ ન કોઈના શરીરમાં ઉતરે છે અને ન કોઈનું રૂપ ધારણ કરે છે, ન તેનો કોઈ અવતાર હોય છે, તે કોઈ જગ્યાએ કે દિશામાં સિમિત નથી, જે તે ચાહે છે તે જ થાય છે, જે તે નથી ચાહતો તે થતું નથી, તે ગની (ધનવાન – ધની) અને બેનિયાઝ (જેને કોઈ વસ્તુની જરૂરત ન હોય) છે

તે કોઈનો મોહતાજ નથી, તેની ઉપર કોઈનો હુકમ ચાલતો નથી, તેને કોઈ પુછી શકતું નથી કે શું  કરો છો ? હિકમત તેની સિફત છે, તેનું દરેક કાર્ય સિફત પૂર્વક થાય છે, અને ખૂબીઓથી ભરપૂર હોય છે, તેના સિવાય બીજો કોઈ હાકિમ નથી, ભાગ્ય સારૂ હોય કે ખરાબ અલ્લાહ તરફથી હોય છે, તે ભવિષ્યમાં બનનારી વસ્તુઓને પહેલેથી જ જાણે છે અને તેને અસ્તિત્વમાં લાવે છે.



# પ્રકરણ - ૨

# રિસાલત

**માનવ પ્રકૃતિના પ્રશ્નો :**

માનવીના કેટલાક પ્રશ્નો છે જે થોડા થોડા સમયે તેના અંતરાત્માથી પેદા થાય છે, આ પ્રશ્નોને ન હીલા –બહાનાઓથી દૂર કરી શકાય છે, ન તેના જવાબથી આંખ આડા કાન કરી શકાય છે, આ દુનિયાને કોણ ચલાવી રહયું છે? તેનામાં કયા કયા ગુણો છે ? તેનો અમારાથી અને અમારો તેનાથી શું સંબંધ છે, તેને શું પસંદ છે અને શું ના પસંદ છે ? આ જિંદગીનું પરિણામ અને દુનિયાનો અંત કયારે આવશે, આ તે પ્રશ્ન છે જે બિલકુલ સ્વભાવિક છે, અને મનુષ્યની શુદ્ધ પ્રકૃતિને પુરો હક છે કે તે માનવીથી પુછે કે તે જે દુનિયામાં વસે છે તેને કોણે બનાવી અને કોણ તેને ચલાવી રહયું છે? અને જયાર સુધી આપણને બનાવનારના સિફાતની ખબર ન હોય ત્યાં સુધી તેનાથી દિલી લગાવ અને માનસિક સંબંધ પેદા થઈ શકતો નથી, દુનિયાનો પણ આ જ હાલ છે કે જયાં સુધી કોઈ વ્યકિતના જીવન અખલાક (આચરણ) અને સિફાતની જાણકારી ન હોય તો તેના નામ માત્રથી સંબંધ પેદા થઈ શકતો નથી, પછી જો આપણેને દુનિયા અને આખિરતના બનાવનારની વિશેષ જાણકારી ન હોય તો તેની રૂબૂબિયત (પાલનહાર) અને રહમત, કુદરત અને અધિકાર, ઈલ્મ અને જાણકારી, મુહબ્બત અને લગાવ, તેમજ તેના જમાલ અને જલાલના બીજા ગુણો તેના આપણાથી નજીકના સંબંધો અને આપણી તેનાથી જરૂરતો, માંગ અને તેના આધારે આપનો કયામ તેમજ અસ્તિત્વનો હાલ માલૂમ ન હોય તો તેનાથી આપણો તે સંબંધ પેદા થઈ શકતો નથી જે તેનાથી હોવો જોઈએ.

એવી રીતે તે પોતાના આ સવાલમાં બિલ્કુલ સાચો છે કે આ દુનિયામાં વસવાટ કરતા લોકોથી માલિક શું અપેક્ષા રાખે છે ? જેથી તેની સલતનતની વ્યવસ્થા અને કાનૂનની જાણકારી માલૂમ કરે.

એવી રીતે આ પણ સ્વભાવિક વાત છે કે તેનું આ જિંદગી વિશે જાણવું જરૂરી છે કે તેઓ અંત કયારે આવશે ? તેનું પરિણામ કેવુ હશે ? મરવા પછી કયાં જવાનું છે, અને તના પછી શું થશે ? કારણ કે આ સવાલ તેના ભવિષ્ય અને વર્તમાન બંને સાથે સંબંધ ધરાવે છે જે વ્યકિતને આ ખબર પડી જાય કે આ જિંદગી પછી બીજી જિંદગી પણ આવવાની છે, જેમાં પહેલી જિંદગીનો હિસાબ આપવાનો છે, અને આ પહેલી જિંદગીના અમલો પ્રમાણે ઈનામ કે સજા મળશે, તે વ્યકિતની કાર્ય પ્રધ્ધતિ આધુનિક જીવનમાં તે વ્યકિતથી બિલ્કુલ અલગ હશે, જે વર્તમાન જિંદગી સિવાય બીજી જિંદગીની કોઈ કલ્પના નથી કરતો, માટે આ સવાલ તેની જિંદગીમાં ખુબ જ મહત્વ ધરાવે છે, અને જવાબમાં વિલંબ કરવાની ગુંજાઈશ નથી કારણ કે આ સમસ્યાના સમાધાન વગર જીવનનો સાચો પાયો નાખી શકાતો નથી.

આપણી જિંદગીના આ બુનિયાદી પ્રશ્નો છે જેની ઉપર નજાત અને નેક બખ્તીનો આધાર છે, અને આપણા ભાગ્યનો ફેસલો તેની ઉપર નિર્ભર છે, તેના જવાબમાં થોડી ભૂલ પણ હંમેશાની બરબાદી અને નાકામીનું કારણ બની શકે છે, આ જિંદગી આપણને માત્ર એક જ વખત મળી છે, અને આ આપણી સૌથી મોટી પૂંજી છે, તે માત્ર કયાસ, અનુમાન અને અનુભવમાં ગુજારી શકાતી નથી, આ પ્રશ્નો સિવાય પણ બીજા કેટલાક પ્રશ્નો છે, જેનો સંબંધ આપણી રોજ – બરોજની કાર્ય પધ્ધતિ પર નિર્ભર છે. આપણો પોતાની આજુ બાજુની દુનિયાથી અને તેનો આપણાથી શું સંબંધ છે ? આ સંઘર્ષમય જીવનમાં આપણી હેસિયત અને આપણા અસ્તિત્વનો મકસદ કયો છે? આપણે કોઈના તાબે છે કે સ્વતંત્ર અથવા જવાબદાર છે કે બેજવાબદાર ? જો આપણે જવાબદાર છે તો કોના અને આપણી જવાબદારી કયાં સુધીની ? આપણી આ કુવ્વત (શકિત) અને

સલાહિયત પોતાની છે કે બીજાની સંપત્તિ? તેના ઉપયોગનો તરીકો કયો છે ? આ જિંદગીમાં લક્ષ્ય અને હેતુઓ કયા છે ? આવા અનેક પશ્નો છે જે આપણા માટે સ્વભાવિક રીતે જવાબ માંગે છે.

**સવાલોના જવાબના બે માર્ગો :**

આ સવાલોના જવાબોના બે માર્ગો છે.

(૧) એક એ કે તેનો જવાબ આપણે પોતાના ઈલ્મ, સમજ અને વિચાર પ્રમાણે પોતે જ આપીએ. પરંતુ આ રીતે આપણે વધુને વધુ એ પરિણામ પર પહોંચી શકીએ કે આ દુનિયાનો બનાવનાર કોઈને કોઈ જરૂર છે, હવે સવાલ રહયો કે તેનામાં કયા ગુણો છે? તો તેનો જવાબ આપણે આપણા ઈલ્મ અને સમજ પ્રમાણે આપી શકતી નથી. આપણું દિમાગ પોતાની ચરમસિમાએ પહોંચી ગયા પછી પણ કયાસ, અને અનુમાનથી આગળ વધી શકતું નથી, અને આ મામલામાં કયાસની બિલ્કુલ ગુંજાઈશ નથી, એટલા માટે કે સર્જક અને સર્જન વચ્ચે કોઈ મુશાબહત (અનુરૂપતા) નથી કે સૃષ્ટિમાં નજર આવનારી અને અનુભવો દ્વારા ખાલિકની સિફતોની કલ્પના કરી શકાય.

તેના પછી બીજો કઠિન પ્રશ્ન નિશ્ચિત કરે છે તે આપણાથી શું ઈચ્છે છે? શું તેને પસંદ છે અને શું નાપસંદ છે ? આપણે જોઈએ છીએ કે આપણા મિત્રો અને પ્રિયજનોની ખુશી અને નારાજગી વિશે સાચો મત આપવો પણ મુશ્કેલ છે, અને તેમાં અનેક વખતે ભૂલો થઈ જાય છે, પછી એક અગોચર (અદ્રષ્ય) અને અગમ હસ્તીની પસંદ અને નાપસંદને માત્ર કયાસ અને અનુમાનથી કેવી રીતે શકય બને ?

પછી આ જ્ઞાન, સમજ અને મનન – ચિંતનનું એક પરિણામ નથી, પરિણામમાં પણ અનેક વિરોધા ભાસ છે, કોઈએ પોતાની સમજ પ્રમાણે એવું નકકી કર્યુ આ કારખાનુ કોઈ બનાવનાર વગર બની ગયું અને કોઈના ચલાવ્યા વગર ચાલી રહયું છે, અને જાતે નષ્ટ થઈ જશે. કોઈના મતાનુસાર તેનો બનાવનાર કોઈ છે, પરંતુ હવે તે બનાવેલી ચીજોથી તેનો કોઈ સંબંધ રહયો નથી. કોઈના નજીક તેનો બનાવનાર જ તેનો સાચો

માલિક હતો, પરંતુ હવે તે બીજાના હકમાં પોતાના માલિકાના અધિકારો છોડી દીધા છે. અને હવે તેના સામ્રાજયમાં બીજા બાદશાહી કરી રહયા છે, કોઈએ આ દુનિયાની ચીઝો થી કે જેમાં નફો કે નુકસાન છે કે નફો કે નુકસાન પહોંચાડી શકે છે, તેને પોતાનો ઈલાહ (પૂજય) અને દરેક શકિતશાળીને પોતાનો હાકિમ બનાવી દીધો અને તેની બાહય ઈન્દ્રિયો દિન – પ્રતિ દિનના અનુભવો અને બુધ્ધિએ તેને આ નતીજા પર પહોંચાડી દીધો. કોઈના મતાનુસાર એક વિકિસત પ્રાણી છે. જે કેટલીક જરૂરતો અને કેટલીક ઈચ્છાઓ રાખે છે, તે આઝાદ અને સ્વતંત્ર છે અને તેનાથી કોઈ પૂછી શકતુ નથી, તેની શકિત અસિમિત અને તેનો અધિકાર અસીમ છે, તેના કાનૂનમાં ન કોઈ ઈલાહી સ્ત્રોત છે, ન તેના જ્ઞાનમાં કોઈ ગૈબી સ્ત્રોત. દુનિયા એક રણક્ષેત્ર છે, જેમાં અસલ કાનૂન તાકત છે, અખ્લાક સારા કે ખરાબ બધુ અર્થ વગરનું છે. (૧)

ખુદાને માનવા પછી પણ તેની સિફાત વિશે હકીમો અને તત્વ ચિંતકોએ જે અનુમાનો અને અંદાજો લગાવ્યો છે અને તે અનુમાનોમાં બાલની ખાલ કાઢી છે, તેઓને ખુદાની સાથે તે દુર્ગુણો જોડયા છે, જેને તેઓ પોતે પોતાની સાથે પણ જોડવા તૈયાર નથી.

પછીનો સવાલ કે આ દુનિયામાં માનવીનું સ્થાન શું છે? તેની હેસિયત અને મકસદનું નિર્ધારણ બીજી મખલૂકાત અને પોતાના સજાતીયોથી તેની કાર્ય પધ્ધતિ ગુલામી અને આઝાદી, જિમ્મેદારી અને ગેર જિમ્મેદારીની ચર્ચા, પોતાની શકિતઓ અને બાહય સંપત્તિ વિશેનો ખ્યાલ, આ બધા હકીકતમાં પહેલા સવાલના પરિશિષ્ટો છે, અને તેના સહીહ નિવરણથી તે સ્વયં હલ થઈ જાય છે. જે લોકોએ શરૂઆતના પ્રશ્નોને હલ કરવામાં ભૂલ કરી અને અનુમાનથી કામ લીધું તો આ પ્રશ્નોના જવાબમાં પણ ભૂલ કરવી અને તેના ગુમાનમાં વિરોધાભાષ અને સંદેહ ઉત્પન્ન થવો અનિવાર્ય છે.

---

*(૧) આ બધા કથનો અને અકીદાઓ પ્રાચીન જાહિલિયત, મધ્યકાલીન જાહિલિયતના બુદ્ધિજીવીઓ અને તત્વજ્ઞાનીઓના છે.*

(૨) જવાબનો બીજો માર્ગ એ છે કે આપણે આ વિશે કોઈ બીજી જમાત પર ભરોસો કરીએ, પરંતુ સવાલ એ છે કે તે જમાત કઈ છે ? જો તે હકીમોની જમાત છે તો પૂછવામાં આવશે કે આ સમસ્યાઓના હલ માટે તેમની પાસે જ્ઞાનનું કયું સાધન છે ? તેઓ માને છે કે આ સમસ્યાઓમાં ન તો જ્ઞાનેન્દ્રિયો કામ કરે છે અને ન તો બુધ્ધિનો દખલ છે, તેઓને આ જ્ઞાનની શરૂઆતની વાતોની પણ ખબર નથી, પછી તેઓને આ વિશે અમારી રહનુમાઈ (માર્ગદર્શન)નો શો હક છે. અને અમે તેમની ઉપર કઈ રીતે વિશ્વાસ કરી શકીએ ? તેમને આ કહેવું યોગ્ય હશે.

﴿هَـا أَنتُـمْ هَؤُلاءِ حَاجَجْتُمْ فِيمَا لَكُم بِهِ عِلْمٌ فَلِمَ تُحَآجُّونَ فِيمَا

لَيْسَ لَكُم بِهِ عِلْمٌ وَاللّهُ يَعْلَمُ وَأَنتُمْ لاَ تَعْلَمُونَ﴾

*તરજુમો : હા, તમે તે જ લોકો છો કે જે (વાતમાં તમારી કિતાબોથી નબીના વર્ણનની) તમને કંઇ ખબર હતી, તેમાં તો તમે (નાહકનો) ઝઘડો કરી ચૂકતયા, તો હવે જે વાતમાં તમને જરા પણ માહિતી નથી તેમાં કેમ ઝઘડો કરો છો ? અને (ઇબ્રાહીમ (અલૈ.)ના દીનને) અલ્લાહ જાણે છે, પણ તમે નથી જાણતા.*

*(સૂરએ આલી ઈમરાન :૬૬)*

હવે માત્ર આ એક રસ્તો બાકી રહી જાય છે આ સમસ્યાઓમાં આપણે એવા લોકો પર વિશ્વાસ કરીએ જેમનું જ્ઞાન આ વિશે અનુમાનવાળુ ન હોય, બલ્કે યકીની અને નિર્ણાયક હોય, જેઓએ આ જ્ઞાન અને વાસ્તવિકતાઓને અનુભવો દ્વારા એવી રીતે પ્રાપ્ત કર્યુ હોય છે જેવી રીતે આપણે આ દુનિયાની જોયેલી અને સાંભળેલી ચીઝોનું જ્ઞાન ધરાવી લે છે, જેમના માટે આ ચીઝો વગર દલીલે અને તર્કથી સ્પષ્ટ હોય જેમકે આપણા માટે દુનિયાની અનેક ચીઝો હોય છે, જેમાં કોઈ દલીલની જરૂરત હોતી નથી, જેમને માનવીય જ્ઞાનેન્દ્રિયો ઉપરાંત એક વધારાની જ્ઞાનેન્દ્રિય પ્રાપ્ત થયેલી હોય છે, જેને આપણે"હાસ્સ–એ ગેબી" (ગેબી જ્ઞાનેન્દ્રિ) કહીએ છીએ, જે ખુદાથી પ્રત્યક્ષ તેની મરજી અને તેના હુકમો જાણી શકાય

અને બીજા માનવો સુધી પહોંચાડી શકાય. આ માત્ર પયગમ્બરોની જમાત છે. તેમની બે –દાગ (પવિત્ર) સિરત, તેમની બે – લાગ સદાકત (સચ્ચાઈ) તેમની અસામાન્ય અને અસાધારણ યુકિત અને ન્યાય, તેમની મોઅજિઝાના (ચમત્કારી) તાલીમ આ વાતનું યકીન પેદા કરી દે છે કે આ એક અલગ પ્રકારના લોકો છે. તેમના જ્ઞાન અને તાકીદના આ સ્ત્રોતથી જરૂર જોડ છે, જે માનવીની કાબૂ બહાર છે, તેમના મોઅજિઝાના (ચમત્કારી) ગુણો અને જ્ઞાનની દલીલ તેના વગર બીજી કોઈ નથી કે તેમનુ નબી હોવું અને તેમની ઉપર વહીનું આવવું તસ્લીમ કરવા (માનવા) માં આવે.

પ્રથમ વર્ણન કરેલી જમાતો (હાકિમો – બુધ્ધિજીવીઓ અને તત્વજ્ઞાનીઓ) પોતાના જ્ઞાનનું યકીની અને નિર્ણાયક હોવાનો દાવો કરી શકતા નથી તેમને આ વિશે કોઈ અનુભવનો દાવો છે, તેમના કથન અને દાવાનો અંત એટલો છે કે આવું થશે અથવા આવું થવું જોઈએ, અમારા કરેલા દાવાઓ (જે યકીની અને નિર્ણાયક સાબિત થતા નથી) અમને આ નતીજા પર પહોંચાડે છે અને તેઓ તેના વગર બીજુ કહી પણ શું શકે ?

પરંતુ પયગમ્બરોને પોતાના જ્ઞાનમાં યકીની અને નિર્ણાયક હોવાનો દાવો છે, તેઓ માત્ર એટલું જ કહેતા નથી કે ખુદા છે, અથવા તેનામાં આ ગુણો છે, પરંતુ તેની સાથે તેઓ આ પણ કહે છે કે અમે તેની વાતો સાંભળીએ છીએ, તેનાથી વાર્તાલાપ કરીએ છીએ, અમારી પાસે તેના પૈગામ (સંદેશ) પહોંચે છે, અમારી પાસે તેના ફરિશ્તાઓ આવે છે, તેમના માટે કોઈ વસ્તુ એટલી યકીની અને સ્પષ્ટ નથી જેટલી ખુદાના ગુણો તેના આદેશો, તેનો પૈગામ તેમજ પોતની નબુવ્વત અને રિસાલત, માટે તેમને એક સેકન્ડ પણ આ સત્યતામાં કોઈ શંકા નથી અને ન કોઈના કહેવા–સાંભળવાથી તેમની ઉપર અસર થાય છે.

પયગમ્બર (સલ.) નબુવ્વત અને રિસાલતના આ ઉચ્ચ સ્થાન પર હોય છે કે જયાંથી તેઓ ગેબી દુનિયા (અદ્રશ્ય દુનિયા)ને પણ એવી રીતે

જુએ છે જેવી રીતે આ દુનિયા જે લોકો આ ઉચ્ચ સ્થાન પર નથી અને જમીનથી તેમના અનુભવો દ્વારા તેમનાથી વાદ વિવાદ કરે છે, તો નબીઓ તેમનાથી તેના વગર બીજુ શું કહે કે મારી આંખો તે જુએ છે, જે તમે જોઈ શકતા નથી મારા કાન તે સાંભળે છે જે તેઓ સાંભળી શકતા નથી, તમારા માટે તેના વગર છુટકારો નથી કે હું પોતાની આંખોથી જોઈને અને કાનોથી સાંભળીને જે કંઈ તને કહું તમે તેને કબૂલ કરો. તમારી મુકિત તેમાં જ છે.(૧)

એક પયગમ્બર (હઝરત ઈબ્રાહીમ (અલૈ.)) થી જયારે તેમની કોમે ખુદા અને તેની સિફાત (ગુણો) વિશે ઝઘડો કર્યો તો તેમને ખુબ જ સાદગીથી પોતાનો અને દલીલ વગર વાદવિવાદ કરનારાઓનો ભેદ બયાન કર્યો.

﴿وَحَآجَّهُ قَوْمُهُ قَالَ أَتُحَآجُّونِّى فِى اللَّهِ وَقَدْ هَدَانِ﴾

*તરજુમો : ત્યારે તે બોલ્યા કે શું તમે મારાથી અલ્લાહના સંબંધી ઝઘડો કરો છો? જો કે તે મને સીધો માર્ગ બતાવી ચૂકતયો છે.*

*(સૂરએ અન્આમ – ૮૦)*

..............................

*હાશિયહ :(૧) સફા પહાડીના બયાનમા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ આ મહત્વપૂર્ણ બિંદુને જે પયગમ્બર અને ગેર પયગમ્બરમાં ભદે દર્શાવ્યો છે, અત્યંત આકર્ષક અંદાજમાં બયાન ફરમાવ્યુ઼ં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પહાડ પર ઉભા રહી કોમથી પુછયું કે તમે મને આજ સુધી કેવો અનુભવ્યો ? બધાએ એક થઈને કહયું અમે આપને હંમેશા સાચુ બોલનાર અને અમાનતદાર અનુભવ્યા છે, પછી આપે કહયું કે જો હું તમને એવું કહું કે આ પહાડની પાછળ એક લશ્કર છે જે ગફલતની હાલતમાં તમારી ઉપર હુમલો કરવા માંગે છે; તો તમે તેને સાચુ માનશો ? લોકોએ અરજ કરી કે તેનો યકીન ન કરવામાં અમારી પાસે કોઈ કારણ નથી. (આપની સચ્ચાઈનો અમને અનુભવ છે, અને આપ એવા ઊંચા સ્થળ પર છો જયાંથી તે તમને નજર આવી શકે છે જે અમને નજર ન આવી શકે) આ વાર્તાલાપ પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તમને ચેતવણી આપુ છું કે અલ્લાહનો અઝાબ આવનારો છે, આ હકીકત ભરેલા પયગમ્બરાના બયાનમાં આપે પયગમ્બરોની તે બે વિશેષ્ટતાઓની સ્પષ્ટતા કરી, એક તેમની ઉચ્ચ કક્ષાની સચ્ચાઈઅને પવિત્ર સીરત, બીજુ તેમને મળેલી ખુદા તરફથી પયગમ્બરીના સૂઝ – બૂઝ અને ગૈબી અનુભવો જે બીજા માનવોને પ્રાપ્ત નથી, અને તેના કારણે માનવો માટે તેમનું અનુકરણ કરવા સિવાય બીજો માર્ગ નથી.*

એક બીજા પયગમ્બર (હઝરત હૂદ (અલૈ.)એ આ ભેદ આ રીતે બયાન કર્યો.

﴿قَالَ يَا قَوْمِ أَرَأَيْتُمْ إِن كُنتُ عَلَى بَيِّنَةٍ مِّن رَّبِّي وَآتَانِي رَحْمَةً مِّنْ عِندِهِ فَعُمِّيَتْ عَلَيْكُمْ أَنُلْزِمُكُمُوهَا وَأَنتُمْ لَهَا كَارِهُونَ﴾

*તરજુમો : નૂહ (અલૈ.)એ કહ્યું કે હે મારી કૌમ ! વારું, એ તો બતાવો કે જો હું મારા પરવરદિગારના તરફથી દલીલ પર હોઉં અને તેણે મને પોતાની પાસેથી રહમત (નબુવ્વત) અર્પણ કરી હોય છતાં તે તમને સૂજતી ન હોય તો શું અમે તમને તેના (માનવા) ઉપર લાચાર કરી શકીએ છીએ અને તમે તેનાથી તિરસ્કાર કરતા રહો?*

*(સૂરએ હુદ : ૨૮)*

એક ત્રીજા પયગમ્બર (હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)વિશે આ ફરમાવ્યું.

﴿وَمَا يَنطِقُ عَنِ الْهَوَى إِنْ هُوَ إِلَّا وَحْيٌ يُوحَى﴾

*તરજુમો :અને તે પોતાની મનેચ્છાથી કંઇ કહેતા નથી, (૩) એ(ની વાણી) તો માત્ર વહી છે, જે મોકલવામાં આવે છે, (સૂરએ નજમ – ૩ – ૪)*

આ પ્રત્યક્ષ જ્ઞાન વિશે ફરમાવ્યું :

﴿مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغَى لَقَدْ رَأَى مِنْ آيَاتِ رَبِّهِ الْكُبْرَى﴾

*તરજુમો :(તે જોવામાં નબીની) નજર આમતેમ હટી નહિ અને ન તે હદથી આગળ વધી. બેશક,તેમણે પોતાના પરવરદિગારની ઘણી ઘણી અજાયબીઓ (પ્રત્યક્ષ) નિહાળી. (સૂરએ નજમ :– ૧૭ – ૧૮)*

﴿مَا كَذَبَ الْفُؤَادُ مَا رَأَى أَفَتُمَارُونَهُ عَلَى مَا يَرَى﴾

*તરજુમો : તેમણે જે કંઈ જોયું તેમાં તેમના દિલે ભૂલ થાપ ખાધી નથી, છતાં શું તેમણે જે કંઇ જોયું છે તેના વિશે તમે તેમનાથી ઝઘડો કરો છો?*

*(સૂરએ નજમ :– ૧૧ – ૧૨)*

આ યકીન અને પ્રત્યક્ષ જ્ઞાનના મુકાબલામાં જે કઈ છે તેની હકીકત સાંભળી લો.

﴿إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَمَا تَهْوَى الْأَنفُسُ وَلَقَدْ جَاءَهُم مِّن رَّبِّهِمُ الْهُدَىٰ﴾

*તરજુમો :અને જુઓ તો તેઓની પાસે તેઓના પરવરદિગાર તરફથી હિદાયત આવી ચૂકી છે. (સૂરએ નજમ ૨૩)*

﴿وَمَا لَهُم بِهِ مِنْ عِلْمٍ إِن يَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَإِنَّ الظَّنَّ لَا يُغْنِي مِنَ الْحَقِّ شَيْئًا﴾

*તરજુમો : જો કે તેઓને એ વિશે કંઇ જ્ઞાન નથી;તેઓ માત્ર અટકળ પર જ ચાલે છે અને બેશક, સત્ય(ના મુકાબલામાં) અટકળ જરા પણ કામ લાગતી નથી. (સૂરએ નજમ: ૨૮)*

**જીવનનો સંપૂર્ણ સાર વહી અને પયગમ્બરોની આંતર સૂઝ વગર શકય નથી :**

તે આધ્યાત્મિક પ્રશ્નો સિવાય જેનો જવાબ આપ્યા વગર આપણી જિંદગી જાનવરોથી વિશેષ નથી. આપણે સામાન્ય રીતે વહીની રોશની અને પયગમ્બરોના નૂરે બસીરત (આંતર સુઝ) વગર આપણા જીવનની સ્પષ્ટતા કરી શકતા નથી. તેમજ સર્વવ્યાપી અને હકીમાના કાનૂનની શોધ પણ કરી શકતા નથી, જે દુનિયામાં ચાલી રહયું છે, પોતાની સ્વયં સુઝ – બુઝથી આપણને આ જીવન એક વહદત (એક હોવાનો ભાવ) જેવું ન લાગશે, બલ્કે એક વિભાજિત થયેલું જોવા મળશે. તેના પાનાઓ વિખરાયેલા છે, તેની કેટલીક લીટીઓ અને કેટલાક વિષયો પર વિચાર કરીને આપણે વાંચી શકીએ છીએ, પરંતુ આ દુનિયાની કિતાબનો વિષય, આ કિતાબનો ખુલાસો, તેના લેખકનો હેતુ આપણને પયગમ્બરોની સમજ વગર માલૂમ થઈ શકતું નથી.

બુધ્ધિજીવીઓ અને ભૌતિકશાસ્ત્રના નિષ્ણાંતોએ દુનિયા વિશે જે શોધો કરી છે અને જીવન સંબંધે જે શોધો કરી છે. પ્રાકૃતિક શકિતઓને પોતાના જ્ઞાન અને અવલોકનો દ્વારા માનવી માટે અંકૂશમાં કર્યા છે. અને જેવી રીતે દુનિયાના એક એક ક્ષેત્ર માટે અને જીવનના એક એક અંગ માટે જ્ઞાન– વિજ્ઞાનની શાખાઓ શોધી તેમજ પુસ્તકાલયો શરૂ કર્યા છે, તે

ચોકકસ માનવીના જ્ઞાનની સિદ્ધિ છે, પરંતુ આ જે કઈ છે, તે જિંદગી અને દુનિયાના અસલ સંગ્રહનો એક ભાગ છે. જેનો પરસ્પર કોઈ સંબંધ નથી, ન તેનું કોઈ કેન્દ્ર માલૂમ પડે છે આ બધી વ્યવસ્થા કોના હસ્તક છે? કયા હેતુ માટે છે ? કયા મહત્વના લક્ષ્યની ગુલામ છે ? આ પ્રશ્નોના જવાબો વૈજ્ઞાનિકો પાસે નથી. જો કે ઈલ્મી હેસિયતથી આ સવાલો આપણા માટે વધુ મહત્વના છે, કારણ કે આચરણ, વ્યવહાર અને જીવનના બુનિયાદી દ્રષ્ટિકોણનો આધાર આ જ સવાલો પર છે. બુદ્ધિજીવીઓ અને વૈજ્ઞાનિકોએ પોતાના સફરની શરૂઆત ખુદાની ઓળખથી નથી કરી, માટે હમેશા તેઓ આકાશમાં ખોવાયેલા રહેશે, પરંતુ પોતાની જિંદગીના પ્રશ્નો હલ કરી શકશે નહિં.

પરંતુ તેની બિલ્કુલ વિપરિત જયારે આપણે વહીની રોશની અને પયગમ્બરોની સમજ શકિતથી આ દુનિયામાં નજર નાખીએ છીએ તો એક "વહદત" (એક હોવાનો ભાવ) નજર આવે છે, અને ઉચ્ચ વહદાની – સમતામય વ્યવસ્થા માલૂમ પડે છે જેના વિભાગોમાં પરસ્પર સંબંધો તથા સંપર્ક જોવા મળે છે, આ બધા વિભાગો એક કેન્દ્રને આધીન છે, તેમનું દરેક કાર્ય અને હરકત એક મકસદને આધીન છે. ન તેમાં કયારેય ટકરાવ છે,ન પોતાનો સ્વાર્થ, દુનિયા એક સુગઠિત અને સંતુલિત મશીન છે.જેનો દરેક ભાગ પોતાની જગ્યાએ ઉપયોગી છે અને તે બીજા ભાગોની મદદમાં લાગી રહયો છે, અથવા એમ સમજો કે એક મોટુ કારખાનું છે. જેમાં સેકડોં મશીનો ચાલી રહી છે. દરેક મશીનને બીજા મશીનથી સંબંધ છે, અને આ આખી મશીનરી અથવા કારખાનું એક જ્ઞાની અને સંપૂર્ણ અધિકાર ધરાવનાર ખુદાના હાથમાં છે.જે તેને એક કાનૂન અને વ્યવસ્થા પ્રમાણે બનાવી અને ચલાવી રહયો છે.

## અંબિયા (અલૈ.) અને વૈજ્ઞાનિકોના વિચારો અને કાર્ય પધ્ધતિમાં મતભેદ:

અંબિયા (અલૈ.)અને સંશોધકો – વૈજ્ઞાનિકોના વિચારો અને કાર્ય પધ્ધતિઓમાં આ દુનિયા સંબંધે જે મતભેદ છે તેને એક ઉદાહરણ દ્વારા

સમજીએ, કોઈ શહેરમાં સંશોધકોની એક ટીમ દાખલ થાય છે. તેમાંથી કેટલાક એવી શોધ કરે છે કે આ શહેરની ભૌગોલિક પરિસ્થિતિ કેવી છે? તેનું અક્ષાંશ – રેખાંશ કેટલું છે? તેમાં કેટલી નદીઓ છે? કેટલા પર્વતો છે? નદીઓ કયાંથી નીકળે છે? શહેરનું ક્ષેત્રફળ કેટલું છે? ત્યાં કઈ ચીઝોનું ઉત્પાદન થાય છે? આ ભૂગોળ શાસ્ત્રીઓનો વર્ગ છે. બીજો વર્ગ એવી શોધ કરે છે આ શહેર કયારે વસ્યુ? શહેરમાં જોવા લાયક સ્થળો કયા કયા છે? તેનો ઈતિહાસ શું છે? આ ઈતિહાસકારો છે. કેટલાક તેની જમીનો પર સંશોધનો કરે છે. જમીનો ખોડે છે, અને તેમાં રહેલા ખનીજોની શોધ કરે છે, આ ભુગર્ભ શાસ્ત્રીઓ છે, કેટલાક લોકો વેધશાળા સ્થાપે છે, જયાંથી ગ્રહોનો અભ્યાસ કરે છે, તેમનાથી જમીનનું અંતર માલૂમ કરે છે, વરસાદ, હવા, ધરતી કંપ વગેરે વિશે આગાહીઓ કરે છે. કેટલાક લોકો પ્રયોગશાળાઓ તૈયાર કરે છે. પ્રયોગશાળાઓમાં દવાઓની વિશિષ્ટતાઓ પર અભ્યાસ કરે છે, રસાયણશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્ર પર અભ્યાસ કરી નવી–નવી શોધો કરે છે, આ રસાયણ અને વનસ્પતિ શાસ્ત્રીઓ છે.

કેટલાક લોકો શહેરની ભાષા વિશે અભ્યાસ કરે છે તેના સાહિત્યનો અભ્યાસ કરે છે, તે માટે શબ્દ કોશ અને નિયમો તૈયાર કરે છે, આ સાહિત્યકારોનો વર્ગ છે. કેટલાક લોકો ફૂલો, પાંદડા, અને કુદરતી દ્રશ્યોમાં આનંદ મેળવે છે. અને તેમના વિશે પ્રભાવશાળી અને આકર્ષક શૈલીમાં પોતાની ભાવનાઓ વ્યકત કરે છે આ કવિઓનો વર્ગ છે. કેટલાક લોકો ત્યાંના રીત–રિવાજો, આચાર– વિચાર, રહેણી–કરણીનો અભ્યાસ કરે છે, અને શોધ કરે છે કે આ રીત – રિવાજો તેમનામાં કયારે દાખલ થયા, તેમાં કયા રિવાજો સાચા છે. અને કયા સુધારવા લાયક છે. કેટલાક લોકો શહેર સુધાર સંબંધતિ પોતાના મંતવ્યો રજૂ કરે છે, શહેરવાસીઓને શાંતિ – સલામતી માટે કેટલીક યોજનાઓ રજૂ કરે છે. આ બધા વર્ગો પોત પોતાના કાર્યોમાં વ્યસ્ત જોવા મળે છે, અને એકાગ્ર બની પોત પોતાના ક્ષેત્રમાં લાગેલા જોવા મળે છે.

હવે એક વ્યકિત તે શહેરમાં દાખલ થાય છે, તે આખા શહેર પર દીર્ઘ

દ્રષ્ટિ નાખે છે, તે બધું જુએ છે, અને સાંભળે છે, પરંતુ તે બીજા કામોમાં વ્યસ્ત થતો નથી. તેના મતે અગત્યનો સવાલ એ નથી કે શહેરનું ક્ષેત્રફળ કેટલું છે ? તેનો ઈતિહાસ શું છે ? જમીન માં શું છે ? અને બીજી વાતો જે પહેલા વર્ગોના લોકો માટે અગત્યની હતી તેની સામે પહેલો અને અગત્યનો સવાલ એ છે કે આ શહેર, સૌંદર્યતા અને કારીગરી સાથે કોને સજાવ્યું ? અહિંયા કોની હુકૂમત – અધિકાર છે? શહેરના લોકો કોની પ્રજા – બંદા છે? શહેરની આબાદી અને આમ જીવનથી શહેરના માલિક અને હાકિમને શું સંબંધ છે? તે હુકૂમત અને પ્રજા વચ્ચેનું માધ્યમ બને છે, હુકૂમતનું માધ્યમ અને તેના હુકમોનો વિવેચક છે. તેથી તે બધી જ્ઞાની અને સંશોધન કરનાર જમાતો મળીને પણ આ એક બરાબર થઈ શકતા નથી. તેના વગર આખું શહેર એક અજાયબ ઘર અને પ્રવાસન સ્થળ બનીને રહી જાય છે.

નબીઓનો વિચાર વૈજ્ઞાનિકો અને તત્વચિંતકોથી તદન જુદો હોય છે, તેમનુ કાર્ય ક્ષેત્ર સૃષ્ટિની ચીઝોમાં ભેદ અને સત્ય હકીકતોને ખોલવી તેમજ શોધવી નથી પરંતુ તેમનો અસલ વિષય અને મકસદ મોજૂદ (બનેલી) વસ્તુને આસ્તિત્વમાં લાવનાર જાત અને સિફાત તેમજ તેના હુકમો છે. દુનિયાની કિતાબના પૃષ્ઠો તેની સામે એવી રીતે ખુલ્લા અને ફેલાયેલા છે જેવી રીતે બીજા સુક્ષ્મ દર્શીઓ સામે, પરંતુ તેની નજર કયાંય અટકતી નથી, તેનો સીધો સંબંધ આ કિતાબ ના લેખકથી હોય છે, આ દુનિયા અને આત્માઓમાં તેની સ્પષ્ટ નિશાનીઓ જોવા મળે છે, અને તેની સલતનતનો એવો અનુભવ થાય છે કે આ જમીન અને આકાશમાં તેને માત્ર તેનો હુકમ ચાલતો નજર આવે છે, માત્ર તેની બાદશાહતના દર્શન થાય છે, તેનો કાનૂન તેને કોઈ પણ ખૂણામાં ટુટતો નજર આવતો નથી. બધી ઊંચાઈઓ તેની સામે નીચી નજર રાખે છે, અને બધી તાકતો તેની સામે અસમર્થ નજર આવે છે, દરેક મામલામાં તેનો ગૈબી (અદશ્ય) હોથ કામ કરતો નજર આવે છે, ધરતી અને આકાશ તેના સહારે ઉભા જોવા મળે છે અને તેનું قیوم السموات والارض હોવું તેના માટે યકીની બની જાય છે.

આ તેની બાદશાહી છે જે તેને સ્પષ્ટ જોવા મળે છે. જેનુ જ્ઞાન સૌથી

વધુ અને સાતત્યપૂર્ણ છે, ખુદાના જ્ઞાનની તુલના તત્ત્ ચિંતકો અને બુધ્ધિ જીવીઓના જ્ઞાન સાથે કણ જેટલી પણ ન કરી શકાય, તેમના જ્ઞાનની હકીકત બાળકોના જ્ઞાન જેવી પણ નથી.

﴿وَكَذَٰلِكَ نُرِىٓ إِبْرَاهِيمَ مَلَكُوتَ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَلِيَكُونَ مِنَ الْمُوقِنِينَ﴾

*તરજુમો : અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આકાશો તથા પૃથ્વીની અજાઈબ ચીજો (મઅરિફતની દષ્ટિએ) દેખાડવા લાગ્યા કે જેથી તે સંપૂર્ણ યકીન રાખનારાઓ માંહેના થઈ જાય.*

*(સૂરએ અન્આમ : ૭૫)*

નબીઓની પ્રકૃતિ, તેમની બુદ્ધિ, હદયની સલામતી અને બુધ્ધિમત્તાનો શ્રેષ્ઠ નમૂનો હોય છે. તેમની યોગ્ય ફિતરતની વિશિષ્ટતા એ છે કે તેઓને સમજ – ભાન આવતાની સાથે જ તેઓ પોતાના ખાલિક અને સર્જનહારની શોધખોળ શરૂ કરી દે છે, અને તેમની બેચેન રૂહ (આત્મા) અને આતુર હૃદયને ત્યાં સુધી શાંતિ થતી નથી, જયાં સુધી તેઓ તેને પ્રાપ્ત ન કરી લે, તેમની ફિતરત પહેલાથી જ તેમનામાં યકીન પેદા કરી દે છે કે આ દુનિયાનો ખાલિક, માલિક અને તેનો રક્ષક કોઈ જરૂર છે. તેઓ તેના માર્ગદર્શનના ઈચ્છુક રહે છે. અને તેને તેની મદદ વડે શોધે છે. તેઓ આ શોધખોળમાં પણ તેનાથી અલગ થતા નથી. અને કહે છે કે.

﴿قَالَ لَئِن لَّمْ يَهْدِنِى رَبِّى لَأَكُونَنَّ مِنَ الْقَوْمِ الضَّالِّينَ﴾

*તરજુમો: ત્યારે કહ્યું કે જો મારો પરવરદિગાર મને હિદાયત નહિ આપે તો બેશક હું (પણ) ગુમરાહ લોકોમાંથી થઈ જઈશ.*

*(સૂ.અન્આમ : ૭૭)*

તેમની સદ્બુધ્ધિ હોવાની વિશિષ્ટતા એ છે કે આ દુનિયાની દરેક વસ્તુ હંગામી અને દરેકની વસંત નષ્ટ થનારી માલૂમ પડે છે, તેમને ચંદ્ર, સૂર્ય, તારા વગેરે બધું અસ્ત થનાર, નષ્ટ થનાર, હાર માનનાર માલુમ પડે છે, તેમને કોઈ વિશે હંમેશા અને અમર રહેવાનો ધોકો લાગેલો હોતો નથી.

તેમનું પવિત્ર દિલ હોવાની વિશિષ્ટતા એ છે કે આ અદશ્ય થનારી વસ્તુને પોતાની મુહબ્બતનું કેન્દ્ર નથી સમજતા, અને તેમનાથી દિલ લગાવવાનું પસંદ કરતા નથી, અને તેમને જોઈને તેઓ બોલી ઉઠે છે :

﴿ قَالَ لا أُحِبُّ الآفِلِينَ ﴾

*તરજુમો :ત્યારે બોલ્યા કે હું અસ્ત થનારાઓને પસંદ કરતો નથી.*
*(સૂરએ અન્આમ : ૭૬ )*

તેઓ હંમેશા રહેનારી જાતની શોધમાં હોય છે, પછી જયારે તે તેમને પ્રાપ્ત થઈ જાય છે તો તેમનું ધીરજ ખુટી જાય છે. અને બોલી ઉઠે છે.

﴿قَالَ يَا قَوْمِ إِنِّى بَرِىءٌ مِّمَّا تُشْرِكُونَ ۝ إِنِّى وَجَّهْتُ وَجْهِىَ لِلَّذِى فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفاً وَمَا أَنَاْ مِنَ الْمُشْرِكِينَ﴾

*તરજુમો : હું તે વસ્તુઓથી નારાજ છું જેમને તમે (અલ્લાહની) શરીક બનાવો છો. (૭૮) જેણે આકાશો અને જમીન બનાવી, તેની જ તરફ સૌથી અલગ થઈ મેં પોતાનું મુખ કરી લીધું છે અને હું શિર્ક કરનાર નથી. (સૂરએ અન્આમ : ૭૮ – ૭૯)*

આ જ તે પવિત્ર આત્માઓ છે જેમાં અલ્લાહ સિવાય બીજાને પ્રવેશવાની ગુંજાઈશ હોતી નથી. અને તેઓ અલ્લાહ તઆલાના ગેરની મહાનતા અને બડાઈની બધી નિશાનીઓથી શુધ્ધ હોય છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આ જ શુધ્ધ ફિતરત , સદ્બુધ્ધિ અને પવિત્ર મન રાખતા હતા.

﴿ وَلَقَدْ آتَيْنَا إِبْرَاهِيمَ رُشْدَهُ مِن قَبْلُ وَكُنَّا بِه عَالِمِيْنَ ﴾

*તરજુમો :અને એથી પહેલાં (અમે) ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની (ઘટતી) સદ્બુદ્ધિ અર્પણ કરી હતી અને અમે તેઓ (ની લાયકાત)ને ખૂબ જાણતા હતા. (સૂરએ અંબિયા : ૫૧)*

﴿ وَإِنَّ مِن شِيْعَتِهِ لَإِبْرَاهِيمَ ۝ إِذْ جَاءَ رَبَّهُ بِقَلْبٍ سَلِيمٍ ۝ إِذْ قَالَ

لِأَبِيهِ وَقَوْمِهِ مَاذَا تَعْبُدُونَ ۞ أَئِفْكًا آلِهَةً دُونَ اللَّهِ تُرِيدُونَ ۞ فَمَا ظَنُّكُم بِرَبِّ الْعَالَمِينَ ﴾

*તરજુમો :અને તેમના જ માર્ગવાળાઓમાં ઈબ્રાહીમ (અલૈ.) પણ હતા. (૮૩) જ્યારે કે તેઓ પોતાના પરવરદિગાર તરફ શુદ્ધ અંતઃકરણથી રજૂ થયા. (૮૪) જ્યારે કે તેમણે પોતાના બાપને તથા પોતાની કૌમને કહ્યું કે તમે કઇ વસ્તુને પૂજો છો ? (૮૫) શું અલ્લાહના સિવાય જૂઠા મઅબૂદોને (પૂજવા) ચાહો છો ? (૮૬) તો સર્વ જગતના પરવરદિગાર વિશે તમારી શું ધારણા છે?*

*(સૂરએ સાફ્ફાત : ૮૩ થી ૮૭)*

**અંબિયા (અલૈ.)ની વિશિષ્ટતા :**

નબીઓના જીવંત જ્ઞાનમાં કોઈ શરીક અને ભાગીદાર નથી, તેના વગર માનવીને સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકતું નથી. અને ન મુકિત મળી શકે છે. તે જ્ઞાન જેની રોશનીમાં માનવી પોતાના ખાલિક, તેના ઉચ્ચ સિફાત અને તેના અને બંદાઓના પરસ્પરના સંબંધોને જાણી શકે છે. તેની રોશનીમાં માનવીની શરૂઆત અને અંત જાણી શકે છે અને આ દુનિયામાં તેનું સ્થાન તેમજ રબના મુકાબલામાં માનવીનું રોકાણ સુનિશ્ચિત છે તે જ્ઞાન દ્વારા ખુદાને રાજી અને નારાજ કરનારા કર્યો જાણી શકે છે, આ રોશનીમાં જાણવામાં આવે છે કયા કાર્યો આખિરતમાં માનવીને સફળ કે નિષ્ફળ બનાવે છે. તેના દિવ્ય પ્રકાશમાં સમજવામાં આવે છે કે કેવા અકીદાઓ, અમલો અખલાક અને વ્યવહારનો અઝાબ કે સવાબ મળે છે, તેમજ માનવો દ્વારા કરવામાં આવતા કાર્યોની અસર અને તેના પરિણામો કેવા હશે. આ તે જ્ઞાન છે જેને 'ઈલ્મુન્નજાત' (મોક્ષજ્ઞાન) કહેવામાં આવે છે.

અંબિયા (અલૈ.) ઉચ્ચ યોગ્યતાઓ, કોમલ અનુભૂતિ તથા પ્રાકૃતિક બુધ્ધિમત્તા ધરાવતા હોવા છતાં પોતાના યુગના પ્રચલિત અને સામાન્ય વિજ્ઞાનમાં દખલ કરતા નથી ન તે જ્ઞાન – વિજ્ઞાન, કલા – કોશલ્યોમાં પોતાનો કમાલ અથવા નિપુણતાનો દાવો કરે છે, બલ્કે તેઓ તો બધી વસ્તુઓથી અલગ માત્ર પોતાની ફરજની અદાયગી અને તેની ખિદમતમાં

મશગુલ રહે છે, જેના માટે તેમની પેદાઈશ થઈ હતી અને જે કામ માટે મોકલવામાં આવ્યા હતા અને જેની ઉપર માનવીનું સદ્ ભાગ્ય તથા દુર્ભાગ્ય નિશ્ચિત છે. નબીઓ તે જ્ઞાન બીજાઓ સુધી પહોંચાડવામાં લાગેલા રહે છે.

## અંબિયા(અલૈ.)ની તાલીમથી વિમુખ થવાનું પરિણામઃ

સુસંસ્કૃત અને પ્રગતિશીલ કોમોએ જે પોત પોતાના યુગમાં, સભ્યતા, શિસ્ત અને બુધ્ધિ તેજમ જ્ઞાન – વિજ્ઞાનમાં સંશોધનમાં ઉચ્ચ મિનારાઓ સર કર્યા હતા તે કોમો પણ અંબિયા (અલૈ.)ની તાલીમાત અને તેમના લાવેલા જ્ઞાનની એટલી જ મોહતાજ હતી જેટલી કે દરિયામાં ડુબનારને સહારા માટે કોઈ હોડીની જરૂર હોય છે અથવા જિંદગીથી માયુસ દર્દીને સચોટ દવાની જરૂરત હોય છે, પ્રગતિશીલ કોમોના લોકો અંબિયા (અલૈ.) ના ખાસ અને જરૂરી જ્ઞાનની રૂએ (બીજા જ્ઞાન અને સભ્યતમાં ગમે તેટલા આગળ નીકળી ગયા હોય પરંતુ) દુધ પીતા બાળક જેવા અજ્ઞાન, ખાલી હાથ અને યોગ્યતા વગરના છે, અને તેમને પોતાના જ્ઞાનની સિધ્ધિઓ અને સભ્યતાના વિકાસ છતાં જયારે નબીઓના જ્ઞાનનો ઈનકાર કર્યો અને તેમનો મઝાક ઉડાવ્યો, તો તેઓએ પોતાને માટે પોતાની કોમ માટે અને પોતાના સમાજ માટે વિનાશને આમંત્રણ આપ્યું સભ્ય અને વિકસિત કોમો જે જ્ઞાન અને સાહિત્યના ખજાનાઓથી માલામાલ હતી અને હોંશિયારીમાં જેમનું ઉદાહરણ આપવામાં આવતું હતું, આ ઈનકાર, અભિમાન, સ્વાર્થ તથા પોતાના જ્ઞાન – કૌશલ્યના ગર્વનો શિકાર બનતી ગઈ, તેઓએ પોતાના જમાનાના નબીઓની લાવેલી તાલીમને નફરત અને ધૃણાની નજરે જોઈ. તેનાથી વિમુખ બન્યા, તેને બેકાર એન બે કિમત સમજવા લાગ્યા, જેને કારણે તેઓ ઘમંડના શિકાર બન્યા, અને તે મુર્ખતા જે ઉચ્ચ બુદ્ધિશાળી નજર આવતી હતી તે સંકુચિત દ્રષ્ટિ તથા વાસ્તવિકતા કહેવામાં આવતી હતી, તેમને લઈ ડુબી અને તેમને પોતાના કરણીની સજા ભોગવી.

**અંબિયા (અલૈ.)ના જ્ઞાન અને બીજા જ્ઞાન,કલા કૌશલ્યોની તુલના:**

નબીઓના જ્ઞાન અને બીજા જ્ઞાન વિજ્ઞાનના અંતર માટે એક વાર્તા સમજીએ તમે તે વાર્તા તો સાંભળી હશે પરંતુ કદાચ તેનો ઊંડેથી અભ્યાસ કર્યો ન હોય અને ન તેના મર્મને સમજયા હોય, અને તે વાર્તા આપણાથી જ અર્થાત (તાલીબે ઈલ્મોથી જ) સંબંધ ધરાવે છે.

કથાકાર બયાન કરે છે કે એક વખતે કેટલાક વિદ્યાર્થિઓ પ્રવાસ માટે એક હોડીમાં બેઠા. તબીયતમાં આનંદ હતો, સમય સુહાનો હતો, સ્ફૂર્તિદાયક હતો, અને કામ કઈ ન હતુ, આ નવયુવાનો ચુપચાપ કઈ રીતે બેસી શકતા, અજ્ઞાની નાવિક મનોરંજન માટેનું સારૂ સાધન હતું, તેમાંથી એક વિદ્યાર્થિએ નાવિકને પુછયું, "કાકા ! તમે કયું જ્ઞાન મેળવ્યું છે?

નાવિકે જવાબ આપ્યો કે, ભાઈ ! હું કશું ભણ્યો નથી.

વિદ્યાર્થિએ ફરી પૂછયું, અરે તમે વિજ્ઞાન નથી ભણ્યા.

નાવિકે કહયું, મેં તો તેનું નામ પણ નથી સાંભળ્યું

બીજો વિદ્યાર્થિ બોલ્યો, ભૂમિતિ અને બીજગણિત તો તમે જરૂર જાણતા હશો ?

નાવિકે કહયું, ભાઈ ! આ નામો તો મારા માટે બિલ્કુલ નવા છે.

હવે ત્રીજાએ કહયું કે, તમે ભૂગોળ અને ઈતિહાસ તો જરૂર ભણ્યા હોશો?

નાવિકે કહયું, સરકાર ! આ શહેરના નામો છે કે માનવીના ?

નાવિકનો આ જવાબ સાંભળી બાળકો જોર જોરથી હસવા લાગ્યા.

પછી વિદ્યાર્થિઓએ કહયું : કાકા તમારી ઉંમર કેટલી હશે?

નાવિકે કહયું : ચાલીસેક વરસ.

નવયુવકોએ કહયું : તમે તમારી અર્ધી ઉંમર બરબાદ કરી અને કશું ન ભણ્યા.

નાવિક બિચારો શરમાય ગયો. અને ચુપ થઈ ગયો.

કુદરતનું કરવું એવું કે હોડી થોડી દૂર ગઈ કે દરિયામાં તોફાન શરૂ થઈ

ગયું, મોજા ઉઠવા લાગ્યા અને હોડી આમ તેમ થવા લાગી, એવું લાગતું હતું કે હોડી હમણા ડુબી જશે. વિદ્યાર્થિઓને દરિયાઈ સફરનો પહેલો અનુભવ હતો, તેમના હોંશ ઉડી ગયા, હવે અજ્ઞાની નાવિકનો નંબર આવ્યો, તેણે ખુબજ ગંભીરતાથી પુછયું, ભાઈઓ તમે કયા કયા વિષયો ભણ્યા છો ?

વિદ્યાર્થિઓ તે અજ્ઞાની નાવિકનો મકસદ ન સમજયા અને શાળા – કોલેજમાં ભણેલા વિષયો ગણાવવા લાગ્યા, આ સાંભળી નાવિક હસતા હસતા બોલ્યા, ઠીક છે, આ બધુ તો ભણ્યા છો, પરંતુ તરવાનું પણ શિખ્યા છો? જો અલ્લાહના કરે હોડી ઉલટી થઈ ગઈ તો કિનારે કેવી રીતે પહોંચી શકશો ?

વિદ્યાર્થિઓમાં કોઈને પણ તરતા આવડતું ન હતું તેમને દુઃખ સાથે કહયું "કાકા આ એક જ વિષય અમારાથી રહી ગયો છે, જે અમે શિખ્યા નથી" વિદ્યાર્થિઓનો જવાબ સાંભળી નાવિક જોરથી હસયા અને બોલ્યા, ભાઈઓ ! મેંતો અર્ધી જિંદગી બરબાદ કરી પરંતુ તમે તો આખી જિંદગી બરબાદ કરી, એટલા માટે કે આ તોફાનમાં તમારુ ભણેલું કઈ કામ આવ્વાનું નથી, આ જ તરવાનું તમારી જાન બચાવી શકે છે. અને તે તમે જાણતા જ નથી.

ઉન્નતિના ઉચ્ચ શિખરો અને સભ્યતાના ઊંચા સ્થાન પર પહોંચનારી બધી કોમોની આ જ હાલત છે ભલે ને તે જ્ઞાન – વિજ્ઞાનના ઈન્સાઈકલોપીડિયા કેમ ન રહી હોય, આ માનવીનું બધું જ્ઞાન – વિજ્ઞાન અને સંશોધન તથા આ દુનિયામાં છુપાયેલા ખજાનાઓ શોધવામાં દુનિયાની ઈમામ કેમ ન રહી હોય, પરંતુ તેઓ આ જ્ઞાનથી અજ્ઞાન હતા જેનાથી અલ્લાહની ઓળખ થઈ શકે છે, જેના દ્વારા સર્જક સુધી પહોંચી શકાય છે, જેના દ્વારા લક્ષ્યને પ્રાપ્ત કરી શકાય છે. જે આ'માલ અને વિચારોને દુરૂસ્ત કરે છે. ખ્વાહિશોને કાબૂમાં રાખે છે. અખ્લાકને સારા બનાવે છે, બુરાઈઓથી રોકે છે, અને ભલાઈઓ પર ઉભારે છે, દિલમાં અલ્લાહનો ડર પેદા કરે છે, અને તેના વગર ન સમાજની સુધારણા થઈ શકે છે ન સંસ્કૃતિની રક્ષા, જે માનવીને પરિણામની ફિક્ર અને આખિરતની

તૈયારીમાં લગાવી દે છે, સ્વાર્થ અને ઘમંડની ભાવનાને દૂર કરે છે, દુનિયાની તુચ્છ વસ્તુઓની લાલચથી મુક્તિ અપાવે છે. સાવચેતી અને સમતોલનનો રસ્તો બતાવે છે, અને પરિણામ વગરની કોશિશોથી દૂર રાખે છે.

હકીમો અને નિષ્ણાંતોના દિમાગો તેમજ તેમની મોટી મોટી લાયબ્રેરીઓ આ જ્ઞાનથી મોટા ભાગે ખાલી હોય છે, જે નબીઓને ખુદા તરફથી મળેલું હોય છે, તેઓને આખિરતની હવા પણ લાગેલી હોતી નથી, જેને નબીઓ પોતાની સમજ દ્વારા ખબર આપે છે અને તેના વિશે વિસ્તૃત માહિતી આપે છે. લોકોની દોડ – ભાગ દુનિયા સુધીની હોય છે, મોતની સરહદ વટાવી તેઓ જોઈ શકતા નથી.

﴿يَعْلَمُونَ ظَاهِراً مِّنَ الْحَيَاةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْآخِرَةِ هُمْ غَافِلُونَ﴾

*તરજુમો : તેઓ આ જગત જીવનની જાહેરી સ્થિતિને જ જાણે છે, પણ તેઓ આખિરતથી (તદ્દન) બેખબર જ છે. (સૂરએ રૂમ: ૭)*

﴿بَلِ ادَّارَكَ عِلْمُهُمْ فِي الْآخِرَةِ بَلْ هُمْ فِي شَكٍّ مِّنْهَا بَلْ هُم مِّنْهَا عَمُونَ﴾

*તરજુમો: (માત્ર એટલું જ નહિ,) બલકે આખિરતના વિષયમાં તેઓનું જ્ઞાન જ નષ્ટ થઈ ગયું, બલકે તેઓ એ વિશે શંકામાં છે, બલકે તેઓ તે સંબંધી આંધળા છે. (સૂરએ નમલ: ૬૬)*

વૈજ્ઞાનિકો અને વિષય તજજ્ઞોના જ્ઞાનની હકીકત હોડીઓના તે નાવિકના મુકાબલામાં એવી છે જેવી કે એક અનુભવી નાવિકની સામે દરિયા કિનારે છીપથી રમતા બાળકો જેવી. તે વિદ્વાનો અને તજજ્ઞો માટે નબીઓનું જ્ઞાન એટલું જ જરૂરી છે જેટલું એક અભણ માટે જરૂરી છે, નબીઓ સામે શિષ્ટ સાથે બેસે અને તેમનાથી પોતાની મુક્તિ અને સૌભાગ્યનું તે જ્ઞાન પ્રાપ્ત કરે જે તેમના વગર પ્રાપ્ત થઈ શકતું નથી. તે જ્ઞાન વગર તેઓનું બધું જ્ઞાન, કલા – કૌશલ્ય અને તેમની બધી શોધો બેકાર બલ્કે તેમના માટે મુસીબતો

છે. પોતાના જ્ઞાન પર ગર્વ, પોતાની શોધો પર સંતોષ અને નબીઓના જ્ઞાનથી દુરી તેમના માટે અને તે બધી કોમો માટે જેઓ તેમના માર્ગદર્શન હેઠળ ચાલે છે, બરબાદીનો પયગામ છે, જે લોકો અથવા કોમોએ પોતાના જમાનાના પ્રચલિત જ્ઞાન પર વિશ્વાસ કરીને નબીઓના જ્ઞાનથી બે ફિકર બન્યા તેઓ બરબાર થઈ ગયા.

﴿فَلَمَّا جَاءَتْهُمْ رُسُلُهُم بِالْبَيِّنَاتِ فَرِحُوا بِمَا عِندَهُم مِّنَ الْعِلْمِ وَحَاقَ بِهِم مَّا كَانُوا بِهِ يَسْتَهْزِئُونَ﴾

*તરજુમો : ફરી જ્યારે તેઓની પાસે તેઓના રસૂલો સ્પષ્ટ દલીલો લઈને આવ્યા ત્યારે તેઓને જે કાંઈ (આર્થિક) જ્ઞાન હતું તેના જ ઉપર તેઓ ઈતરાવા લાગ્યા અને તેઓના ઉપર તે જ અઝાબ આવી પડયો, જેના વિશે તેઓ ઠઠ્ઠા કરતા હતા. (સૂરએ મુઅમિન : ૮૩)*

**રસૂલોના આગમન પછી ઈનકારની ગુંજાઈશ નથી :**

અંતિમ નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આવવા પછી પણ દરેક કોમની તે હાલત છે, જે જ્ઞાન – વિજ્ઞાન, કલા – કૌશલ્યના ઉચ્ચ શિખરો સર કરી ચૂકી. અને તેના અભિમાનમાં અને પોતાના જ્ઞાન – વિજ્ઞાન અને કલા – કૌશલ્યમાં જરૂરતથી વધારે વિશ્વાસ કરી બેઠી, પરિણામે તેઓને રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના તરીકા અપનાવવા અને આપના માર્ગે ચાલવાની ઈજાઝત ન આપી.

આજના જમાનાની પ્રગતિશીલ કોમોની મિષાલ આ જ છે, જે કયામત સુધી બાકી રહેનારા દીનથી ફાયદો ઉઠાવી શકે છે અને આ પ્રકાશિત કેન્દ્રની રોશનીના કિરણો પોતાની ગોદમાં સમેટી શકે છે, તે કોમોના ઈનકાર, ગર્વ અને નબીઓના જ્ઞાનની દુરીનું પરિણામ જલ્દી સામે આવી જશે, અને તેમના સભ્ય સમાજની ઈમારત જમીન ઉપર આવી જશે.

**નબીઓની દાવત :**

નબીઓને જયારે આ હકીકતનો અનુભવ થાય છે કે આ દુનિયા

ખુદાની પેદા કરેલી છે, તેની જ હુકૂમત છે, અને તેના જ હુકમથી આ બધું ચાલી રહયું છે તો પછી તેઓ માનવીઓ તરફ ધ્યાન કેન્દ્રિતકરે છે અને આશ્ચર્યથી જુએ છે કે દુનિયાની બધી વસ્તુઓ તેની સામે માથુ ઝુકાવીને બેઠી છે અને ખુશી તથા ગમીમાં તેની ફરમાબરદારી કરી રહી છે. માનવી આ દુનિયાનું જ એક અંગ હોવા છતાં તેની સામે ઝુકવામાં આનાકાની કરે છે, જો કે ઈરાદા વગર તેની સામે ઝુકેલો જ છે, તેના હુકમોને આધીન છે. તેના હુકમથી પેદા થાય છે, તેના જ હુકમથી વિકાસ પામે છે, બાળકથી જવાન થાય છે, અને જવાનથી વૃધ્ધ, તેની જ પેદા કરેલી વસ્તુઓ ખાય છે, તેના જ હુકમથી બીમાર પડે છે, તેના જ હુકમથી તંદુરસ્ત થાય છે. મતલબ કે જીવનની તમામ જરૂરિયાતોમાં અને પોતાની બધી હાલતોમાં ખુદાના બનાવેલા કાનૂનોનો એવો પાબંદ છે, જેવી રીતે વનસ્પતિ અને જીવજંતુઓ, પરંતુ જયારે તેનાથી કહેવામાં આવે છે કે જે તાકતની સામે તુ ઈરાદા વગર ઝુકેલો છે, તેની સામે ઈરાદા સથે ઝૂકી જા, તો તે તેમાં બહાના કાઢે છે. નબીઓ એ જયારે પહેલી હકીકત વિરૂધ્ધ આ કાર્ય જોયું અને તેમને જોયું કે ઘણાં લોકોએ ખાલિકને બદલે મખલૂકની સામે માથુ ઝુકાવ્યું છે અને તેમની ઈબાદત અને ફરમાંબરદારી કરી રહયા છે, તો નબીઓની જબાનથી નીકળ્યું:

﴿أَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُونَ وَلَهُ أَسْلَمَ مَن فِيْ السَّمَاوَاتِ وَالأَرْضِ
طَوْعاً وَكَرْهاً وَإِلَيْهِ يُرْجَعُونَ﴾

*તરજુમો : હવે શું અલ્લાહના દીન (ઇસ્લામ) સિવાય તેઓ કોઇબીજો ધર્મ શોધે છે ? પણ જે કાંઇ આકાશોમાં તેમજ પૃથ્વીમાં છે તે સર્વ ખુશીથી કે લાચારીથીતેના જ તાબેદાર છે અને (કિયામતના દિવસે) તેના જ તરફ સૌ પાછા ફરશે. (સૂરએ આલી ઈમરાન : ૮૩)*

બીજી બાજુ અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે.

﴿وَلِلّٰهِ يَسْجُدُ مَا فِيْ السَّمَاوَاتِ وَمَا فِيْ الأَرْضِ مِن دَآبَّةٍ
وَالْمَلاَئِكَةُ وَهُمْ لاَ يَسْتَكْبِرُونَ يَخَافُونَ رَبَّهُم مِّن فَوْقِهِمْ
وَيَفْعَلُونَ مَا يُؤْمَرُونَ﴾

*તરજુમો : અને જે કંઈ આકાશોમાં અને જે કંઈ પૃથ્વીમાં પ્રાણીઓમાંથી છે તે સૌ તથા ફરિશ્તાઓ પણ અલ્લાહને જ સિજદો કરે છે અને તેઓ અભિમાન કરતા નથી. (અને) પોતાનો પરવરદિગાર કે જે તેમનો ઉપરી છે તેનાથી ડરતા રહે છે અને તેમને જે હુકમ કરવામાં આવે છે તેને બજાવી લાવે છે. (સૂરએ નહલ : ૪૯ – ૫૦)*

અંબિયા (અલૈ.)ની દાવત એ હોય છે કે માનવી પણ તેની તાકત સામે માથુ ઝુકાવે જેવી રીતે આખી દુનિયા તેની સામે માથુ ઝુકાવી રહી છે, સૃષ્ટિનું એક અંગ બનીને જિંદગી ગુઝારે જે પોતાના આચરણ અને અમલોમાં પોતાના માલિક તથા સર્જનહારના હુકમનું પાલન કરે, અને પોતાની બધી ખોટી ઈચ્છાઓથી, મનમાનીથી આઝાદી અને રસમુખ્ત્યારીના દાવાઓથી અને પોતાના હકોના ઘમંડનો ત્યાગ કરીને પોતાને બિલ્કુલ તેને હવાલે કરી દે, તેનું નામ ઈસ્લામ છે. તેની દાવત લઈને બધા નબીઓ આવ્યા હતા.

આ દીન અને ઈસ્લામ (સંપૂર્ણ ઈતાઅત અને સંપૂર્ણ સુપુર્દગી) પછી અને તેના વિચાર સાથે છેવટે તેનાથી ફરી વાસ્તો પડવાનો છે, واليه يرجعون અને તેની સામે આખી જિંદગીનો હિસાબ આપવાનો છે. માનવીમાં મનમાનીની ભાવના કોઈ પણ રીતે પેદા ન થઈ શકે તેની જિંદગીનો નકશો તેના દિમાગમાં તૈયાર નહિં થાય બલ્કે તેનો બનાવેલો હશે. જેને પુરી દુનિયાનો નકશો બનાવ્યો અને જે માનવીનો પણ ખાલિક છે તેના અખલાક અને વ્યવહાર, તેના રાજકીય અને સામાજિક કાયદા – કાનૂન પોતાના બનાવેલા નહીં હોય, પરંતુ તેને ખુદા તરફથી મળેલા હશે.

વહી અને રિસાલતના આ માર્ગ વિરૂધ્ધ બીજો માર્ગ એ છે કે માનવી પોતાને આ દુનિયામાં સ્થાયી સમજી લે તેના જીવનની દિશા અન્ય મખલુક કરતા જુદી હોય તે જ કોઈ ખુદાઈ તાકત નીચે કોઈ આકાશી વ્યવસ્થાના અંકુશમાં અને કોઈ ગેર ઈન્સાની અદાલતની સામે જવાબદેહ નથી આ અજ્ઞાનીઓનો માર્ગ માગે છે. હકીકતમાં ખુદાની હુકૂમતમાં નાની નાની અનેક આઝાદ હુકૂમતો સ્થાપવાની બગાવતવાળી કોશિશો છે.

**વહી અને રિસાલત સભ્યતા–સંસ્કૃતિની બુનિયાદ છે:**

અંબિયા (અલૈ.)માનવોને તે અમર જ્ઞાન, જીવનના પરિપૂર્ણ સિધ્ધાંતો અને સમાજના તે ક્ષતિરહિત કાનૂનો પ્રદાન કરે છે જેની પાબંદી કરવાથી શુધ્ધ માનવ સભ્યતા અસ્તિત્વમાં આવી શકે છે અને તેની બુનિયાદ પર ન્યાય પ્રિય અને સહીહ સભ્યતાનો વિકાસ થાય છે.

સભ્યતા – સંસ્કૃતિ ઈંટ અને ચુનો, કાગળ અને કાપડના પ્રકારોના નામ નથી. અને ન હોવાની તકાદાઓને ઈન્સાની હુન્નર મંદીથી પૂરા કરવા અને તેના માટે એક બીજાને મદદ કરવાનું નામ છે, સંસ્કુતિ તે સામુહિક જીવનનું નામ છે, જેમાં કુદરતે કાયમ કરેલી હદો કાયમ રહે, દરેક વ્યકિતને તેનો હક પ્રાપ્ત થાય અને અકાઈદ, અખ્લાક, કાનૂન અને હુકૂમતની મદદથી એક એવો માહોલ તૈયાર થાય જેમાં માનવીને પોતાનો પ્રાકૃતિક હેતુ પુરો કરવામાં અને પોતાના લક્ષ્ય પર પહોંચવામાં મદદ મળે.

આપણે જોઈએ છીએ કે વહી અને રિસાલતની રોશની તેમજ નબીઓના માર્ગદર્શન સિવાય માનવીએ સામુહિક જીવન જીવવાનો બીજો નકશો તૈયાર કર્યો તો તેમાં તે કયારેય સફળ ન થયો, અને ન તો તેમાં સંતુલન જાળવી શકયો. જે એક નેક માનવીની ઉન્નતિ માટે જરૂરી છે.

ખુદાએ મોકલેલા પયગમ્બરો હકીકતમાં આ દુનિયાના માળી છે, તેઓ આ દુનિયાના બગીચાના રક્ષકો છે, તેઓ આ બાગમાં ઉગેલા નીંદણ – કચારાને દૂર કરે છે. જે સભ્યતા તેમની મદદ વગર ઉગી નીકળી છે, અને તેમની દેખરેખ તેમજ સિંચાઈ વગર ઉગી આવી છે, તે જંગલી વૃક્ષો જેવી છે, તેમાં તે બધી ખરાબીઓ હશે જે જંગલમાં જાતે ઉગી નીકળનાર કાંટાઓમાં હોય છે, વાસ્તવમાં તે મીઠા ફળ આપનારા છાયદાર વૃક્ષને બદલે કડવા ફળ આપનારા કાંટાળા વૃક્ષો જ હશે.

નબીઓ પ્રકૃતિની નસ પારખનારા અને માનવજાતના મિજાજને જાણનારા તબીબો છે. જે સભ્યતાનું ખમીર તેમની યુકિત – હિકમત અને મશ્વેરા વગર તૈયાર થયું છે તેમાં કયારેય સમતોલપણું ન હોઈ શકે તેમના

મિજાજમાં સમતોલપણું રહેશે નહીં, એવી સભ્યતા – સંસ્કૃતિઓ જેટલી પ્રગતિ કરશે, તેમાં છુપાયેલી ખરાબીઓ જે તેમની ફિતરતનો અંગ છે, વધારે ઉભરતી જોવા મળશે, તેથી આપણે જોઈએ છીએ કે દુનિયાના ઈતિહાસમાં સભ્યતાના ઉત્થાનનો સમય સૌથી વધુ ચારિત્રયની ખરાબીનો સમય રહયો, છે, બધા માનવ સભ્યતાના ઉત્થાનના યુગમાં પતિ – પત્નીના સંબંધોમાં ખરાબી,ઘરેલું જીવનમાં ખરાબી, વર્ગભેદ, નૈતિક બીમારીઓ તેજમ સામુહિક અવ્યવસ્થા સૌથી વધુ જોવા મળે છે, અને તેની બરબાદીનો સમય નજીક આવી જાય છે, એટલે કે તેના ઉત્થાન અને પતનનો એક જ સમય હોય છે.

ઘણા લોકો એ હકીકતથી અજાણ છે કે અકાઈદ (ભલેને ધાર્મિક હોય કે સામાજિક) સંસ્કૃતિ – સભ્યતાની મજબુત બુનિયાદ છે જે સભ્યતા – સંસ્કૃતિની બુનિયાદ એવી વાતો પર ન હોય જે સર્વમાન્ય અને સત્ય હોય તે સભ્યતા – સંસ્કૃતિ બે બુનિયાદ અને બાળકોના રમકડા જેવી છે, વહી અને રિસાલત જ સત્ય અકીદાઓ પેદા કરે છે, અને તેને મજબુત બનાવે છે, તેના દ્વારા જ માનવીમાં અખલાક અને સામાજિક જીવનની આધારભુત સર્વમાન્ય વાતો પેદા થાય છે, જે આકાશ – ધરતીની જેમ મજબુત અને પહાડની જેમ સ્થિર હોય છે, તેની બુનિયાદ પર જ સભ્યતા – સંસ્કૃતિની આખી ઈમારત ઉભી થઈ થઈ શકે છે, અખલાક, વ્યવહાર અને આચરણમાં તે જ કામ આવે છે, જયારે કોઈ કોમના હાથોથી વહી અને રિસાલતનો સંબંધ તૂટી જાય છે અથવા શરૂઆતથી જ નબીનો દામન તેના હાથમાં નથી આવતો, તો તે કોમની સામે હકીકત હકીકત રહેથી નથી, સ્પષ્ટ વાત એક મંતવ્ય બની જાય છે, તેમનો સામાજિક દ્રષ્ટિકોપ રાત – દિવસ બદલાયા કરે છે, ઈલ્મી હકીકતતો બદલાયા કરે છે. નૈતિકતાની વ્યાખ્યા બદલાતી રહે છે, ભલાઈ – બુરાઈમાં કોઈ ભેદ રહેતો નથી કાલે જે વસ્તુઓને અખલાક સમજવામાં આવતી હતી, આજે તેને અસભ્ય સમજવામાં આવે છે આજે જેનું નામ અત્યાચાર છે, કાલે તે ન્યાય બની જશે, વસ્તુઓની હકીકતના ફર્કને કારણે બુદ્ધિ ભેદ પારખી શકતી નથી તે

સમયે કોમની ખાસિયત બગડી જાય છે, તેની નૈતિકતા જુઠ બની જાય છે, સ્વતંત્રતાની આડમાં વિચારોમાં સંઘર્ષ અને અમલમાં વિરોધાભાસ જોવા મળે છે અને છેવટે તેમા અરાજકતા અને નૈતિક મુલ્યોના હ્રાસ થઈ જાય છે, કે સમાજમાં જીવવું મુશ્કિલ બની જાય છે અને તેમની બનાવેલી દુનિયા જન્નત તેમના માટે જહન્નમ અને દુનિયાના લોકો માટે પ્લેગ સાબિત થઈ જાય છે.

બધી કોમો અને સંસ્કૃતીઓનો ઈતિહાસ વાંચી જાઓ તેમની સામાજિક અને અખલાકી પડતીનું કારણ ધાર્મિક અને અખલાકી અકીદાઓ તેમજ સર્વમાન્ય વાતોની કમી અને સારા – નરસાના માપદંડોમાં પરિવર્તન જ જોવા મળશે. પવિત્ર ફિતરત – રાષ્ટ્રીય ચલન અને પરંપરાઓ થોડા દિવસ સુધી તેની રક્ષા કરે છે પરંતુ આ ખુબ જ કમઝોર છે જે સમાજની અનૈતિકતા, અને અવ્યવસ્થાના પુરમાં તેનો મુકાબલો કરી શકતી નથી, અનૈતિકતા અને અરાજકતાને જાઈઝ અને શ્રેષ્ઠ બનાવવા માટે વિભિન્ન પ્રકારના અધિવેશનો ભરવામાં આવે છે જેની શકિત પ્રકૃતિના અવાજને દબાવી દે છે તેમજ રાષ્ટ્રીય પરંપરાઓ અને સભ્યતાના જાદૂને પણ તોડી નાખે છે, અને ધીરે ધીરે તે સમાજ તે સર્વમાન્ય વાતોથી ખાલી થઈ જાય છે, જે સારા નરસા અને સત્ય – અસત્યનો ભેદ કરી શકે.

એવી રીતે વહી અને રિસાલતની તાલીમથી મોઢુ ફેરવ્વું અથવા તેનાથી અજાણ બનવાનું એ પરિણામ આવશે કે માનવીના જીવનની કલ્પના ભૌતિકવાદ અને તેનો દ્રષ્ટિકોણ એક જાનવર જેવો બની જશે, કારણ કે માનવી પાસે જાણકારીના જેટલા સાધનો છે તે એના સિવાય કોઈ સૂચના આપતા નથી, તેનાથી આ જીવન સિવાય બીજા જીવનનો ખ્યાલ આવતો નથી અને કોઈ હકીકત તેના વગર સમજમાં આવતી નથી કે તે માત્ર બોલનાર પ્રાણી છે, આ અકીદો અને ઈકરાર માનવીને સ્વભાવિક રીતે પ્રાણીઓના સ્થાન પર પહોંચાડી દે છે, જયાં શારિરીક સુખ – દુખના એહસાસ વગર થતા નૈતિક સુઝ અને સ્વાર્થ તેમજ લાભની પૂજા વગર અન્ય કોઈ ધર્મ રહેતો નથી.

નબુવ્વત જ માનવીને પોતાની શરાફત અને માનવતાની સમજ અર્પણ કરે છે અને તેની સાથે આ સમજ પણ પેદા કરે છે કે તે એક મહાન શકિતને આધીન છે, તેની સામે પોતાના બધા કર્યોનો જવાબ આપવાનો છે, આ દુનિયા તેની સલ્તનત અને તેમાં રહેનાર તેના જ બંદાઓ છે, અને તેઓ આ સલ્તનતમાં દખલગીરી કરવામાં તેમજ આ દુનિયામાં રહેનારાઓ સાથે વર્તાવ કરવામાં સ્વતંત્ર નથી.

નબુવ્વત માત્ર નૈતિકતાની અનુભૂતિને જગાડવા માટે જ પૂરતી નથી બલ્કે માનવીને એક આયોજિત અને પૂર્ણ નિયમોવાળું જીવન અર્પણ કરે છે, સારા અખલાક પર ખુદાની ખૂશીનો વાયદો આપે છે, તેના સિવાય સારા અમલો માટે પ્રેરણા દાયક અન્ય કોઈ નથી, ખરાબ વર્તન અને કાનૂનના ભંગ બદલ તેના અઝાબ અને ગુસ્સાથી ડરાવે છે, તેનાથી વધુ સફળ નુસ્ખો દુનિયામાં કોઈ નથી, ખુદાને હાઝિર (સર્વવ્યાપી) નાજિર (સર્વદ્રષ્ટા) વધુ સાંભળનાર અને વધુ જોનાર તેમજ ગૈબની ખબર રાખનારનું યકીન દિલ – દિમાગમાં દાખલ કરી દે છે જેનાથી વધીને માનવોને કંટ્રોલમાં રાખવાની કોઈ નૈતિક શકિત નથી આ તે તાકત છે જે માનવીને ખાનગી અને જાહેરમાં, વસ્તી અને જંગલમાં કાનૂનની પાબંદ બનાવે છે, જે શકિત પોલિસ અને ફોજની તાકત વગર મોટા મોટા ગુનાહ અને વરસો જુની આદતોને જડ મુળથી ઉખાડી નાખે છે, તે જબાનના એક બોલ પર સમગ્ર કોમને મોઢે લાગેલી શરાબને છોડાવી શકે છે, તે અપરાધીઓને શહેર અને જંગલમાંથી લાવીને અદાલતમાં હાજર કરી શકે છે, અને તેમની જબાનથી ગુનાહો કબૂલ કરાવી શકે છે.

જે નૈતિક ( અખલાકી) વ્યવસ્થાની પાછળ નબુવ્વતની આ તાકત ન હોય તે માત્ર પુસ્તકીય દર્શન (પુસ્તકીય જ્ઞાન) છે જે એક સામાન્ય

ગુનાહને પણ રોકી શકતું નથી. [1] અને કોઈ નાના ક્ષેત્રમાં પણ આ પવિત્ર માહોલ પેદા કરી શકતું નથી.

જે સભ્યતા આ આકાશી અખલાકથી વંચિત હોય, અને જે કોમની કુખ આ ધાર્મિક રૂહથી ખાલી હોય, તે દુનિયામાં જ જહન્નના કિનારે ઉભી છે, તેની ભૌતિક અને ઈલ્મી પ્રગતિ તેનો કલા – કૌશલ્ય અને રાજનીતિ પર વિજય, તેનો બાહય શિષ્ટાચાર, તેનું જ્ઞાન વગેરે જેવી કોઈ વસ્તુ તેને ખાડામાં પડવાથી રોકી શકતી નથી, બલ્કે તેની આ બધી વસ્તુઓ મળીને તેને ખાડામાં વધુ ગતિએ પહોંચાડી દે છે, જે કોમ વહીની રક્ષા અને નબીઓની સુરક્ષાથી વંચિત હોય, તેનું આ જ્ઞાન અને શિષ્ટાચાર (જે નબીઓના માર્ગદર્શન વગર પ્રાપ્ત થયું હોય અને જેમનું ખમીર ખુદાની ઓળખ વગરનું હોય) તેમના અખલાકી પતનમાં સહાયક અને સક્રિય કાર્યકર્તાની ભુમિકા ભજવે છે, અને બિભત્સ ના પ્રચાર – પ્રસારમાં, બેહયાઈ, અને બદ અખલાકીને ફેલાવવામાં, સભ્યતા અને હયાના જુના ખ્યાલો બદલવામાં અને તેને ખામી યુકત સમજવા અને ગુનાહો તેમજ અપરાધો ને સુશોભિત કરવામાં, શેતાનના, એજન્ટની હેસિયતથી કામ કરે છે, ગ્રીસ રૂમ અને આધુનિક યુરોપની સામુહિક નૈતિક તેમજ તેનો સાહિત્યીક ઈતિહાસ સાક્ષી છે.

.......................................

*હાશિયહ (૧) તેનું એક ઉદાહરણ અમેરિકાની દારૂ પર પાબંદીની નિષ્ફળતા છે, અને અંતે શરાબ પરની પાબંદી ઉઠાવી લેવી છે, આ અભિયાન અને કાનૂન પર વિશ્વની મહાસત્તા અમેરિકાએ મોટી રકમ અને પૂંજી લગાવી તેમજ અનેક પ્રકારે તેને રોકવા પ્રયાસો કરવામાં આવ્યા, એક અંદાજ પ્રમાણે દારૂના નિષેધ માટે તેનો પ્રચાર – પ્રસાર કરવા માત્ર છ વર્ષમાં સાડા છ કરોડ ડોલર ખર્ચવામાં આવ્યા, અને જે સાહિત્ય છાપવામાં આવ્યું તે લગભગ નવ અબજ પેજ થતું હતું, કાનૂનના અમલ માટે તેર વર્ષમાં ૨૦૦ વ્યકિતઓ મૃત્યુ પામ્યા અને ૫૩૪૩૩૫ જેટલી વ્યકિતઓને કેદ કરવામાં આવી, એક કરોડ સાઈઠ લાખ પાઉન્ડનો દંડ ફટકારવામાં આવ્યો, ૪૦ કરોડ ૪૦ લાખ પાઉન્ડની મિલ્કત જપ્ત કરવામાં આવી, આટલી પાબંદી અને કોશિશો છતાં અમેરિકાની હુકુમત, તેના કાનૂનવિદો તેની સમાજ સુધાકર સંસ્થાઓ અને અંજૂમનો અમેરિકનોને કાનૂનની પાબંદી અને દારૂ પીવાથી ન રોકી શકી, બલ્કે તેના વિરૂધ્ધ તેમનામાં દારૂ પીવાની લત વધારી દીધી અંતે ચૌદ વર્ષ પછી ઈ.સ. ૧૯૩૩માં લોકશાહી અમેરિકાને મજબૂર બનીને આ કાનૂનને રદ કરવો પડયો અને દારૂ પીવા પરનો પ્રતિબંધ હટાવી દેવામાં આવ્યો, (વધુ વિગતો માટે જુઓ "તનકીહાત" પુસ્તકનો લેખ 'ઈન્સાની કાનૂન અને ઈલાહી કાનૂન)*

માનવીની સ્વતંત્રતાના આ માર્ગમાં કાનૂન મોટો અવરોધ સાબિત થતો હતો પરંતુ માનવીએ તેને એવી રીતે હટાવી દીધો કે તે પોતે કાનૂન બનાવનાર બની ગયો, જયારે કાનૂનનો મૂળસ્ત્રોત (ઉદ્‌ભવ) આકાશી ગ્રંથ અને વહીના બદલે માનવીના જ્ઞાન અને અનુભવ પર થાય છે, અને કાનૂન બનાવનાર ખુદાને બદલે બહુમતિ માનવોની વિચારસરણીને શકિતશાળી માની લે, તો માર્ગના બધા અવરોધો દૂર થઈ ગયા, માનવીની રચનામાં કામ, ક્રોધ અને હેવાનિયત દાખલ છે, તે સવભાવિક રીતે જ બંધનોમાંથી મુકત થવા માંગે છે, જયારે તેની સાથે ખુદાનો ડર અને પોતાની જવાબદારીનો એહસાસ પણ ન હોય તો તેને કઈ પ્રેરણા એવા કાનૂન બનાવવા પર પ્રરે જે તેના પર પાબંદી અને અંકૂશ લગાવી શકે, તેની સ્વતંત્રતાને છીણી લે, અને તેના મોજ શોખને ગમમાં બદલી નાખે, પછી જયારે આ કાનૂન બનાવનારો માનવી હોય, તેનો ઉછેર તે અસ્થિર અકીદાઓ, ખરાબ દ્રષ્ટિકોણ, બદલાયેલ માનસિકતા અને તે વ્યભિચારોમાં થયો, હોય જેનુ ઉપર બયાન કર્યુ, તો તેમનાથી એવા કાનૂન બનાવવાની આશા કેટલી ઉચિત  છે, જે અપરાધોને રોકે, અને જેમાં ગુનાહો, પાપો અને બુરાઈઓના પ્રવેશ માટે કોઈ અંકુશ ન હોય, તેમનાથી તો આ આશા રાખવામાં આવશે કે  તેઓ પોતાની કાનૂન બનાવવાની શકિત અને સત્તાથી દુરાચારને કાનૂની હેસિયત આપી દેશે. તેમના યુગમાં અનાચાર (દુરાચાર) કાનૂન બની જશે.(૧)

.......................................

હાશિયહ : (૧) આધુનિક યુગમાં પણ તેના ઉદાહરણો જોવા મળે છે, કે કાનૂનવિદોની શકિત અને બહુમતીને કારણે એવા અખલાકી અને સામુહિક અપરાધો જેના ખરાબ હોવા પર બધા લોકોનો મત હતો,  સગ્રમ માનવજાત એક મત હતી. કાનૂની દષ્ટ્રિએ તેને જાઈઝ કરવામાં આવ્યા, લાંબા સમયની વાત નથી, નાઝી યુગના પહેલાની વાત છે કે જર્મનીમાં છ વર્ષ સુધી બાળકો સાથે દુષ્કર્મ (કોમે લેતનો અમલ) ના પ્રોપેગન્ડા કરવામાં આવ્યા, અને આ સુધારાત્મક કાર્ય તે સજજને કર્યુ જે દુનિયાની જાતિય સુધાર કાર્યકારિણીના અધ્યક્ષ રહી ચુકયા હતા છેવટે દેશની કાનૂની કારોબારીમાં બહુમતીથી એવો ઠરાવ પસાર કર્યો કે આ કાર્ય કાનૂની દ્રષ્ટિએ અપરાધ નથી. માત્ર શરત એટલી કે બંને રાજી હોય અને જો તેઓ સગીર વયના હોય તો તેમના વડીલો તેમના તરફથી પરવાનગી આપે. મવલાના  સૈયબ અબુલ આલા મવદુદીના રિસાલા" પરદા" માં તેના અન્ય ઉદાહરણો પણ જોવા મળશે.

અને અખલાક કાનૂન વિરૂધ્ધ ગણવામાં આવશે. વિકૃત અને અર્ધ વિકૃત કોમોના ઈતિહાસમાં આ એકલી ઘટના નથી, મોટા મોટા અપરાધો બહુમતિના જોરે હકારાત્મક, શ્રેષ્ઠ અને લોકપ્રિય બની ગયા, પવિત્રતા સોસાયટીનો અપરાધ બની ગયો, સારા લોકોનું સોસાયટીઓમાં રહેવુ મુશ્કેલ બની ગયું, સારા લોકો પર લોકમત દ્વારા આપેક્ષો લગાવીને તેમને સોસાયટીઓમાંથી કાઢવાની માંગ કરવામા આવી.

﴿قَالُوا أَخْرِجُوا آلَ لُوطٍ مِّن قَرْيَتِكُمْ إِنَّهُمْ أُنَاسٌ يَتَطَهَّرُونَ﴾

*તરજુમો : એ જ કહેતા હતા કે લૂત (અલૈ.)ના સંબંધીઓને તમો પોતાના શહેરથી કાઢી મૂકો, (કારણ કે) એ લોકો અતિશય પવિત્રતા બતાવે છે. (સૂરએ નમ્લ : ૫૬)*

નબીઓ જે દુનિયામાં સભ્યતા કાયમ કરે છે, તેની વિશિષ્ટતા એ છે કે તેઓ કાનૂન બનાવવાનો અધિકાર માનવીને આપતા નથી. તેમની સભ્યતામાં માનવી ગુનેગાર તો બની શકે છે અને કાનૂન વિરૂધ્ધ માંગ પણ કરી શકે છે, અને તેમને તે સભ્યતામાં સજા પણ ભોગવવી પડે છે. કાનૂને ઈલાહીમાં લેશમાત્રના ફેરફારની ગુંજાઈશ નથી. તેના હલાલ – હરામ, જમીન અને આકાશ, ચંદ અને સૂરજની જેમ મજબુત અને પ્રકૃતિના કાયદા પ્રમાણે અપરિવર્તનશીલ છે. બલ્કે તે શુધ્ધ પ્રકૃતિ છે જેમાં પરિવર્તન નથી.

﴿فِطْرَةَ اللَّهِ الَّتِي فَطَرَ النَّاسَ عَلَيْهَا لَا تَبْدِيلَ لِخَلْقِ اللَّهِ ذَٰلِكَ الدِّينُ الْقَيِّمُ﴾

*તરજુમો : માટે આપ એક જ તરફના થઈને આ દીન પર પોતાનું મોં સીધું રાખો; તે જ અલ્લાહનો દીન–જેના ઉપર તેણે લોકોને પેદા કર્યા. અલ્લાહની સર્જિત વસ્તુને બદલવી ન જોઈએ. એ જ સાચો દીન છે. (સૂરએ રૂમ : ૩૦)*

માટે આ સભ્યતામાં ગુનાહ, ભોગ – વિલાસ, ખેલ તમાશા અને ગફલતના સાધનો તેમજ બધા અખલાકી અપરાધ થતા ગુનાહોને વેગીલા બનાવાના કાર્યો હંમેશા અપવિત્ર જ રહેશે અને જયાં સુધી માનવ પ્રકૃતિ ન

બદલાય (અને એમાંથી કોઈ ચીઝ બદલવાની પણ નથી) તેમનો ત્યાં સુધી પણ હુકમ બદલાશે નહિ.

માનવીના કાયદા – કાનૂન બનાવવાનો હેતુ માત્ર કોઈ ખાસ વ્યવસ્થાની સ્થાપના, શાંતિ અને દેશવાસીઓમાં વ્યવસ્થા સ્થાપિત કરવાનો છે, એટલા માટે તે મનવીના તે કાર્યો અને અખલાકથી ટકરાય છે જે સોસાયટી અને સાર્વજનિક જીવનને પ્રભાવિત કરે, તેમને વ્યકિતના અખલાક અને આંતરિક ખરાબીઓની ચિંતા હોતી નથી, આ કાનૂનની હેસિયત નૈતિકતાના એક શિક્ષક – વિદ્યાથિની નહિં પરંતુ પોલિસ અને મેજિસ્ટ્રેટની હોય છે.

આકાશી કાનૂન (ઈલાહી કાનૂન) નો હેતુ માત્ર વ્યવસ્થા કાયમ કરવાની નથી પરંતુ માનવીને પવિત્ર અને સંયમી બનાવવાનો છે, માટે તેમના નિયમોમાં એવી ચીઝો અને એવા અખલાક અપવિત્ર ગણાશે જેની તરફ દુનિયાના કાનૂનવિદોનું ધ્યાન પણ ગયું હશે. તેમાં એવા બધા કામો પર પાબંદી હશે જેનાથી બુરાઈ અને અનૈતિકતા સોસાયટીમાં દાખલ થાય છે, જેનાથી તબીયતમાં એશ – આરામ આવે છે, કોમમાં સુસ્તી (આળસ) અને વિલાસ પેદા થાય છે, બદ અખલાકી અને ગુનાહિત પ્રવૃત્તિઓ પેદા થાય છે. જેનાથી સોસાયટીઓમાં તે ધૂન લાગે છે જે અંદરો – અંદર તેમની જડોને હચમચાવી નાંખે છે, એવી દરેક વસ્તુ હરામ (અપવિત્ર) હશે. જે તેના અખલાકી સ્તર પ્રમાણે ન હોય, અથવા તેના ધાર્મિક સિધ્ધાંતો પ્રમાણે ન હોય, તેની સભ્યાતા સંગીતને સ્થાન નહીં આપે, મોજ – મસ્તી અને હરવા – ફરવામાં મસ્તીને પસંદ નહીં કરે. શૃંગાર, ગર્વ અને માલ – મિલ્કતની સ્પર્ધાને સારી રીતે નહીં જુએ, અહિંયા સુધી કે નિરર્થક અને અનાવશ્યક બાંધકામને જેનો હેતુ પ્રદર્શન અને બીજા પર ગર્વ હોય તે સભ્યતામાં જાઈઝ નથી, સોના – ચાંદીના વાસણોનો ઉપયોગ બધા માટે અને તેના આભૂષણો કે રેશમનો ઉપયોગ મરદો માટે જાઈઝ નથી, ફોટાઓ, પથ્થરની મૂર્તિઓ અને માનવીના ફોટા રાખવા બધા માટે હરામ અને અપવિત્ર છે.

માનવીના ઘડેલા કાનૂનોમાં માત્ર શાબ્દિક પાબંદી હોય છે અને ગુનાહથી રોકનારી વસ્તુ માત્ર સજા કે પોલિસનો ડર હોય છે, જયાં આ પણ રૂકાવત ન હોય ત્યાં ગુનાહો કરવામાં કોઈ વસ્તુ અવરોધરૂપ બનતી નથી, હદયમાં કાનૂનની ગરિમા અને સન્માન નથી હોતું એટલા માટે કે મોટે ભાગે કાનૂન ઘડનારા સત્તાના પદ પર પોતાની હોશિયારી, દોલત, તાકત અથવા બહુમતિના જોરે અધિકાર મેળવે છે, પરંતુ અખલાકી હેસિયતથી અને સૈધ્ધાંતિક રીતે તેનું મહત્વ અન્ય વ્યકિતઓ કરતા વધી જતુ નથી બલ્કે કેટલીક વખતે તે બદઅખલાકી, સિધ્ધાંત વિહીન, લોભી, રિશ્વત ખોર અને કમીના હોય છે, કેટલીક વખતે તો તેઓ પોતાના સ્વાર્થ અને ફાયદા માટે પોતાની કમઝોરીઓને અને બદઅખલીકીને કાનૂન બનાવવા માટે અને કયારેય જનતા અને વોટરોને ખૂશ કરવા નિયમ વિરૂધ્ધ કાનૂન બનાવવામાં આવે છે અને તેઓ સમયની માંગ અને ઈચ્છાઓને અનુકૂળ ફેરફાર કરે છે. પ્રજા તેમના કાનૂનને વિશેષ બનાવીને સ્વીકારે છે અને તેમનો મોટો વર્ગ તેમાંથી છુટકારો મેળવવા પ્રયત્ન કરે છે અને પોતાની હોંશિયારી અને બહાનાઓથી તેને અસમર્થ કરવાની કોશિશ કરવામાં આવે છે, પરિણામે કાયદા – કાનૂન અને લોકો વચ્ચે ખેંચતાણ શરૂ થઈ જાય છે.

તેની વિરૂધ્ધ વહી અને રિસાલત ધ્વારા આવેલા કાનૂનો, ખુદા અને રસૂલ પર ઈમાન લાવનારાઓ માટે એટલા પવિત્ર અને આદરણીય હોય છે કે જેમ કે તેમને ધાર્મિક ગ્રંથ અને તેમના નબી, ત્યાં તેમને પોતાની હોશિયારીથી હરાવવા, વિવશ કરવા કે તંગ કરવાનો કોઈ સવાલ જ હોતો નથી, કે આ કાર્ય તો કુફ્ર અને બગાવત છે.

﴿وَالَّذِينَ سَعَوْا فِي آيَاتِنَا مُعَاجِزِينَ أُولَٰئِكَ لَهُمْ عَذَابٌ مِّن رِّجْزٍ أَلِيمٌ﴾

*તરજુમો : અને જે લોકોએ અમારી આયતોને હરાવવા (રદ કરવા) માટે કોશિશ કરી તેઓને માટે દુઃખદાયક સખતીનો અઝાબ છે. (સૂરએ સબા : ૫)*

ત્યાં માત્ર કાનૂનની શાબ્દિક પાબંદી કે બાહય શારીરિક રૂપ પર્યાપ્ત નથી, બલકે કાનૂની પાબંદીની રૂહ પણ જરૂરી છે કારણ કે કાનૂનવિદ અને

હાકિમ (અલ્લાહ) ગૈબ( અદશ્ય) નો જાણનાર છે. બાહય અને આંતરિકનો જાણનાર છે અને તેની બાહય કાનૂની પાબંદીથી દુનિયાના હાકિમોની જેમ ધોકો આપવામાં નહી આવે.

﴿لَن يَنَالَ اللَّهَ لُحُومُهَا وَلَا دِمَاؤُهَا وَلَٰكِن يَنَالُهُ التَّقْوَىٰ مِنكُمْ﴾

*તરજુમો : અલ્લાહની પાસે ન તે પશુઓનું ગોશ્ત પહોંચે છે અને ન તેમનું લોહી, પરંતુ તમારી પરહેઝગારી તેની પાસે પહોંચે છે.*

*(સૂ. હજ્જ – ૩૭)*

જે કાનૂન આ વિશિષ્ટતાઓથી પૂર્ણ હશે તેની સમાજ પર કેવી અસરો પડતી હશે? તે સમાંજમાં કયા પ્રકારની પવિત્રતા હયા–શરમ, અમાનત અને સભ્યતા પેદા કરશે. અને જયારે તે લોકોના હાથમાં હુકુમત આવશે અને તેમને જમીનના કોઈ વિસ્તારની સત્તા પ્રાપ્ત થશે, જે ધાર્મિક અને સામાજિક આચરણ તેમજ સભ્યતામાં એવો અકીદો રાખે છે જે તેમને ઈલ્મ અને જાણકારીના અમર અને સ્થાયી અને સુરક્ષિત સ્ત્રોતથી પ્રાપ્ત થઈ છે અને તે સ્વભાવિક અટલ કાનૂનની જેમ અપરિવર્તનશીલ છે, જેમની તાલીમ તરબિયત તે અખલાકમાં થઈ છે જે માનવ સ્વાર્થથી પાક અને ખુદાની સિફાતની છાયામાં થઈ છે, જેમના કાનૂન શરીઅતે ઈલાહીનું બીજુ નામ છે, قوامين بالقسط شهداء لله (જે ન્યાય અને ઈન્સાફના જિમ્મેદાર અને અલ્લાહના સાક્ષી છે) તે તેમની હુકુમત અને સત્તાનું પરિણામ તેનાથી જુદુ હોઈ શકે ? તેની કુર્આન કરીમે ખબર આપી છે.

﴿الَّذِينَ إِن مَّكَّنَّاهُمْ فِي الْأَرْضِ أَقَامُوا الصَّلَاةَ وَآتَوُا الزَّكَاةَ
وَأَمَرُوا بِالْمَعْرُوفِ وَنَهَوْا عَنِ الْمُنكَرِ وَلِلَّهِ عَاقِبَةُ الْأُمُورِ﴾

*તરજુમો : આ એવા લોકો છે કે જો અમે તેમને દુનિયામાં સત્તા આપીએ તો તેઓ નમાઝની પાબંદી કરે તથા ઝકાત આપતા રહે અને (અન્યોને) પણ ભલા કામનો હુકમ કરે તેમજ બુરા કામથી રોકતા રહે, અને સઘળા કામોનું પરિણામ તો અલ્લાહના જ અધિકારમાં છે.*

*(સૂરએ હજ્જ : ૪૧)*

તેમના દ્વારા સ્વભાવિક રીતે જે સંસ્કૃતિ – સભ્યતા અને જીવન શૈલી અસ્તિત્વમાં આવશે તની પવિત્રતાના અને શ્રેષ્ઠતામાં કોઈ શક કરી શકે છે? તેની વિરૂધ્ધ સભ્યતા – સંસ્કૃતિ તે લોકો દ્વારા અસ્તિત્વમાં આવી, અને સોસાયટી તેમનાથી કાયમ થઈ, જેઓ શરૂઆતથી જ ધર્મ, અખલાક અને માનવ સભ્યતાના કોઈ તથ્ય અને સર્વમાન્ય વાતો રાખતા ન હતા, અથવા તેમની પાસે કેટલીક શોધો છે, જેમનુ કેલેન્ડર સૂરજના ચક્કરની સાથે બદલાય છે, તેમની પાસે સારા – નરસા માટે કોઈ માપદંડ નથી અથવા નૈતિક મૂલ્યોના વજન માટે કોઈ ન્યાય સંગત ત્રાજવું છે, જયાં નૈતિકતા સ્વાર્થ અને પોતાના હિતનું નામ હોય અને જેમના કાનૂન પોતાના બનાવેલા હોય અને તેનું જ્ઞાન અને અનુભવ, જરૂરત અને હિતને આધીન હોય, જેમની હુકૂમત વ્યકિતક, વંશીય, કોમી સત્તાનુ સાધન અને તેની સેવક હોય અને તેનો દુનિયામાં કોઈ સુધારક ન હોય, જેની બુનિયાદ કોઈ સૈધ્ધાંતિક અને નૈતિકતા પર ન હોય તો આ સભ્યતા અને સંસ્કૃતિમાં શું માનવીને પોતાના સ્વભાવિક હેતુઓ પાર પાડવામાં અને તેમાં મંજિલ સુધી પહોંચવામાં મદદ મળી શકે છે ? અને જો તેને થોડી ઉમર મળી અને તેની જડો જમીનમાં ઉડી ઉતરી ગઈ તો શું માનવી પોતાના અસલી સ્વભાવ પર બાકી રહી શકે છે? અને તેને પોતાના ગુણ પણ યાદ રહેશે ? આ સભ્યતા – સંસ્કૃતિને માનવ સંસ્કૃતિ કહેવાનું કારણ તેના વગર બીજુ કયું હોય શકે કે તે દેખાવે માનવી છે, જો કે તે પોતાના અમલથી નિર્જીવ મશીન, પોતાની વિચાર શૈલી અને કેળવણીની રૂએ નાસમજ જાનવર અને પોતાના કાર્યોમાં એક ફાડી ખાનાર પ્રાણી છે.

માનવીની ભલાઈ અને સભ્યતાના વિકાસનું બુનિયાદી કારણઃ અંબિયા (અલૈ.) માત્ર અલ્લાહની સાચી ઓળખ અને ઈલ્મુલ યકીન (વિશ્વાસાત્મક જ્ઞાન) નું કેન્દ્રબિંદુ અને સ્ત્રોત જ નથી, બલ્કે તેની સાથે તેઓ માનવ સમાજને એક અમુલ્ય દોલત પણ અર્પણ કરે છે, તેની ઉપર માનવીની ભલાઈ અને સભ્યતાનું નિર્માણ તેમજ વિકાસનો પૂરો આધાર છે, આ એક અમૂલ્ય દોલત છે, ભલાઈથી મુહબ્બત અને બુરાઈથી નફરતની પવિત્ર ભાવના તેમજ શિર્કની શકિતઓના અને તેના કેન્દ્રોના ટુકડે – ટુકડા

કરવા તથા ભલાઈના ફેલાવવા માટે બલિદાનની ભાવના અને માનવીની બધી પ્રગતિ અને ન ભૂલાય એવી કિર્તીનું અસલ અને મુખ્ય સાધન આ પવિત્ર ભાવના અને સંકલ્પ જ છે, કારણ કે બધા સાધનો, પ્રયોગો અને સંશોધન સંસ્થાઓ મનુષ્યના સંકલ્પ અને ઈરાદાની બુનિયાદ પર જ છે, બધી સિધ્ધીઓની બુનિયાદ એ છે કે માનવી ઈરાદો કરે આ ભલાઈનો અસલ ઉદ્‌ભવ હંમેશા અંબિયા (અલૈ.)ની તાલીમ પર રહયો છે, તેઓએ પોતાના સમયકાળમાં પોતાની કોમ અને આખા સમાજમાં ભલાઈની મુહબ્બત અને બુરાઈની નફરતની ભાવનાને આગળ વધારી, હકની હિમાયત અને નાહકનો વિરોધ તેમની તબીયતમાં દાખલ કરવાનો પ્રયત્ન કર્યો, અને ઈતિહાસમાં જયારે પણ આ ભાવના કમજોર પડી, માનવીના સ્વભાવમાં પરિવર્તન આવ્યું, તેમનામાં અસભ્યતાના લક્ષણો જોવા મળ્યા જેમકે આપણે કુર્આનમાં વિવિધ કોમોની હાલતો જોઈએ છીએ, આંબિયા (અલૈ.) એ તેમનો તરત જ ઈલાજ કર્યો, અને સંગદિલી અને હેવાનિયતને રહમત અને માનવતામાં બદલી નાખી, અંબિયા (અલૈ.)એ પોતાની ઉચ્ચ તાલીમનો પ્રચાર કર્યો. તેના માટે સતત પ્રયત્નો કર્યા પોતાના આરામની ફિકર ન કરી, માન – સન્માનનો ખ્યાલ ન કર્યો, અહિંયા સુધી કે પોતાના પ્રાણની પણ ફિકર ન કરી. આ સતત પ્રયત્નોને પરિણામે માનવતાથી ખાલી હેવાનિયત અને ફાડી ખાનારાઓમાં એવા નેક દિલ લોકો પેદા થયા કે જેમના અસ્તિત્વ અને વ્યવહારથી દુનિયા, મહેકી ઉઠી. જેમના હુસ્ન વ જમાલથી માનવતાના ઈતિહાસમાં આકર્ષણ અને સુંદરતા આવી ગઈ. તેઓ પ્રતિષ્ઠા અને પરાકાષ્ઠામાં ફરિશ્તાઓથી પણ આગળ નિકળી ગયા, અને આ નમૂનાપાત્ર આત્માઓની બરકતથી બરબાદ થનારી ઈન્સાનિયતને નવું જીવન પ્રાપ્ત થઈ ગયું, ન્યાયનો સમય આવી ગયો, અશકતોમાં શકિતશાળી લોકોથી પોતાનો હક વસુલ કરવાની હિમ્મત આવી ગઈ. વરુએ બકરીઓની રક્ષા કરી. વાતાવરણમાં દયા અને કરુણાની હવા ચાલી. પ્રેમ અને મુહબ્બતની ખુશ્બુ ફેલાય ગઈ. વિનમ્રતાનું બજાર ગરમ થયું, દુનિયામાં જન્નતની દુકાનો સજી થઈ, ઈમાન અને યકીનની સુગંધિત હવાઓ ચાલવા લાગી. માનવીની રૂહો ઈર્ષા અને દ્વેષની પકડથી આઝાદ થઈ ગઈ, દિલ ભલાઈઓ તરફ આકર્ષાવા લાગ્યા જેમકે ચુમ્બકની તરફ લોખંડના ટુકડા.

માનવ સંસ્કૃતિ અને સભ્યતાના વિકાસમાં આ પવિત્ર અને પાવન હસ્તીઓના જેટલા ઉપકારો છે, એટલા કોઈ અન્યના નથી, કૃપા અને મહેરબાનીનો છાયડો માનવોની ઈઝઝત તેમની શરાફત, તેમની સંયમતા અને સંતુલન તેમની સમગ્ર જિંદગી પર છવાયેલ છે. તે જ કૃપાની છાયામાં માનવજીવનના અસ્તિત્વની સંભાવના છે, જો અંબિયા (અલૈ.)નું આગમન ન થયું હોત તો માનવોની નૌકા પોતાના જ્ઞાન, સમજ અને સભ્યતા સહિત તોફાનમાં ડૂબી જતી અને જમીન ઉપર માનવોને બદલે પ્રાણીઓ અને જંગલી જાનવરોના રેવળ (ટોળા) કિલ્લોલ કરતા જોવા મળતા, જે ન પોતાના ખાલિક અને રબને ઓળખતા, ન દીન અને અખલાકથી પરિચિત થતા, ન પ્રેમ અને મુહબ્બતનો એહસાસ રાખતા અને ન ઘાસ – ચારા, પાણીથી બીજી કોઈ ઉત્તમ વસ્તુ તેમના દિમાગમાં આવતી.

આજે દુનિયામાં જેટલા ઉચ્ચ માનવ, મુલ્યો, કોમળ સંવેદનાઓ, શ્રેષ્ઠ અને ઉચ્ચ અખલાકી તાલીમ, સત્ય અને ફાયદાકારક જ્ઞાન અથવા અસત્ય સાથે સંઘર્ષના સંકલ્પો જોવા મળે છે, આ બધાના ઈતિહાસનો સિલસિલો વહી, નબીઓની તાલીમ અને તેમની દાવત, તેમની કુરબાનીઓ અને તેમના સાચા અનુયાયીઓ અને તેમના પછીના બુઝુર્ગો પર જ ખતમ થાય છે. અને દુનિયા (શરૂઆતથી આજ સુધી) તેમનાથી લાભ ઉઠાવવા પર મજબૂર છે, તેમના ફેલાયેલા પ્રકાશમાં કદમ વધારી રહી છે, અને તેમને જ બનાવેલી મજબૂત ઈમારતમાં પોતાનું માથું છુપાવે છે, અને જિંદગી પસાર કરે છે, અને પસાર કરશે, તે પવિત્ર રૂહો પર હજાર વખત દુરૂદો સલામ

بہار اب جو دنیا میں آئی ہوئی ہے          یہ سب پودا انہیں کی لگائی ہوئی ہے

## દીન અને શરીઅત વિશે અંબિયા (અલે.)ની ગૈરત અને અડગતા:

નબીઓ તે અકાઈદ, દાવત વ પયગામ અને શરીઅત વિશે જેને તેઓ લઈને આવે છે, બહુ ગૈરતમંદ (સ્વાભિમાન) અને ઘણી સૂઝ–બુઝ રાખનારા હોય છે, તેઓ કોઈ હાલતમાં પણ (ભલે દાવતની કામયાબી

અને લોકપ્રિયતાની જ મસલતનો તકાદો કેમ ન હોય) તેના માટે તૈયાર હોતા નથી, કે પોતાની દાવત અને શરીઅતમાં કોઈ ફેરફાર સહન કરી લે, તેમના દિલમાં જે હોય તેની વિરૂધ્ધ જાહેર કરવું, અને પોતાની સોચને બદલવાની ગુંજાઈશ હોતી નથી. અલ્લાહ તઆલા પોતાના અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સંબોધીને ફરમાવે છે :

﴿فَاصْدَعْ بِمَا تُؤْمَرُ وَأَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ﴾

*તરજુમો : હવે જે કંઈ આપને હુકમ આપવામાં આવ્યો છે તે ખુલ્લી રીતે સંભળાવી દો અને એ મુશરિકોની (કાંઈ) પરવા ન કરો. (સૂરએ હિજ્ર : ૯૪)*

આગળ ફરમાવ્યું :

﴿يَا أَيُّهَا الرَّسُولُ بَلِّغْ مَا أُنزِلَ إِلَيْكَ مِن رَّبِّكَ وَإِن لَّمْ تَفْعَلْ فَمَا بَلَّغْتَ رِسَالَتَهُ وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ﴾

*તરજુમો : હે રસૂલ (સલ.) ! જે કંઈ આપના ઉપર આપના પરવરદિગાર તરફથી ઉતારવામાં આવ્યું છે તેને (લોકો સુધી) પહોંચાડી દો અને જો (કદાચ) આપે તેમ ન કર્યું તો (જાણે) આપે અલ્લાહનો સંદેશ કંઈ જ ન પહોંચાડયો અને અલ્લાહ તઆલા લોકોથી આપની રક્ષા કરશે. (સૂરએ માઈદહ : ૬૭)*

આગળ ફરમાવ્યું

﴿وَدُّوا لَوْ تُدْهِنُ فَيُدْهِنُونَ﴾

*તરજુમો : તેઓ આ ચાહે છે કે કોઈ પણ રીતે આપ (પોતાના કાર્યમાં) ઢીલા થાવ તો તેઓ પણ નરમાશથી વર્તે. (સૂરએ કલમ : ૯)*

અલ્લાહના રસૂલ (સસલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તવહીદની વિચારધારા બલ્કે ઈસ્લામના બધા બુનિયાદી અકાઈદ અહિંયા સુધી કે દીનના અરકાન અને ફરાઈઝ વિશે પણ લચકદાર અને સમાધાનવાળી રીતભાત ન હતી. જેમકે રાજકારણીઓ (જે પોતાને સાચા અને વ્યવહારિક માનવ સમજે છે.)ની દરેક યુગમાં ખાસિયત રહેલી છે, તાઈફ શહેરના

વિજય પછી, કુરૈશ પછી, અરબના બીજા મહાન કબીલા ષકીફના પ્રતિનિધિ મંડળનું ઈસ્લામ કબૂલ કર્યા પછી, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં હાજર થાય છે અને આ વિનંતી કરે છે કે લાત નામી મુર્તિને (જેને કારણે તાઈફને મકકા પછી પવિત્રતા પ્રાપ્ત થઈ હતી) ત્રણ વર્ષ સુધી તેને પોતાની હાલત પર રહેવા દેવામાં આવે અને બીજા બુતો(મુર્તિઓ)ની જેમ તેની સાથે વર્તાવ ન કરવામાં આવે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાફ ના પાડી દીધી. પ્રતિનિધિમંડળે બે વર્ષની, પછીની એક વર્ષની મુદત માંગે છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સતતના પડતા રહયા, અહિંયા સુધી કે તેઓ કહે છે કે અમારા તાઈફ પરત ફર્યા પછી માત્ર એક મહિનાની મુદત આપવામાં આવે, પરંતુ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમની તે છેલ્લી દરખ્વાસ્ત કબૂલ કરવાને બદલે અબૂસુફયાન બિન હર્બ (જેમની તાઈફમાં રિશ્તેદારી હતી) અને કબીલા ષકીફના એક વ્યકિત મુગીરહ બિન શોઅબાને હુકમ કરે છે કે તેઓ જાય અને લાત અને તેમના મા'બુદને તોડી નાંખે, પ્રતિનિધિમંડળ તે પણ વિનંતિ કરે છે કે, તેમણે નમાઝથી મુકિત આપવામા આવે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવે છે કે, તે દીનમાં કોઈ ભલાઈ નથી જેમાં નમાઝ નથી, આ ચર્ચા પછી તેઓ પોતાના વતન પરત ફરે છે, અને તેમની સાથે અબૂ સુફયાન (રદી.) અને મુગયરહ (રદી.) પણ જાય છે, અને લાતને તોડી પાડે છે, અને આખા કબીલા ષકીફમાં ઈસ્લામ ફેલાય જાય છે, અહિંયા સુધી કે આખુ તાઈફ મુસલમાન થઈ જાય છે. *(ઝાદુલ મઆદ : ભાગ : ૧ પેજ : ૪૫૮ – ૪૫૯ / સંક્ષેપ)*

અંબિયા (અલૈ.)ની એ પણ વિશિષ્ટતા હતી કે તેઓ દાવત વ તબ્લીગ (પ્રચાર – પ્રસાર) અને લોકોને સમજાવવામાં તે શૈલી અપનાવે છે. જે તેમની દા'વતની રૂહ અને નબુવ્વતના સ્વભાવને મેચ થતી હોય, તેઓ સ્પષ્ટ અને વિસ્તારથી આખિરતની દા'વત આપે છે, જન્નત અને તેની નેઅમતોનો શોખ અપાવે છે, જહન્નમ અને તેની ભયાનકતાથી ડરાવે છે, અને જન્નત જહન્નમનું વર્ણન એવી રીતે કરે છે, જમકે તે નજરો

સમક્ષ છે, તેઓ બૌધ્ધિક દલીલો અને તર્કને બદલે ઈમાન બિલ ગૈબની માંગ કરે છે.

તેમનો સમય પણ ભૌતિકવાદી તત્વજ્ઞાન અને દ્રષ્ટિકોણથી (જે તે સમયની માંગ અને પરિસ્થિતિ પ્રમાણે હોય છે) એકદમ ખાલી હોતો નથી તેમના સમયમાં કેટલાક વર્ગોની ખાસ શબ્દાવલી હોય છે, તેઓ તેનાથી અજાણ હોતા નથી, તેઓ ખૂબ સમજે છે કે આ જ્ઞાન અને શબ્દાવલી વખતની માંગ છે, અને તે પ્રમાણે તે પ્રચલિત છે, પરંતુ લોકોને નજીક કરવા અને પોતાની તરફ લાવવાની દાવત આપવા માટે તેઓ તેનાથી કામ લેતા નથી, તેઓ અલ્લાહ તઆલા પર તેની સિફાત સાથે, ફરિશ્તાઓ પર, તકદીર (ભાગ્ય) પર (સારી કે ખરાબ), મૃત્યુ પછી ઉઠવા પર ઈમાન લાવવાની દાવત આપે છે. તેઓ કોઈ સંકોચ વગર આ એલાન કરે છે કે તેમની દા'વત કબૂલ કરવા પર અને તેની ઉપર ઈમાન લાવવા પર ઈનામરૂપે જન્નત અને ખુદા તઆલાની પ્રસન્નતા છે.

દાવતના સિલસિલામાં નબવી મિજાજ અને કાર્ય શૈલીનું ઉત્તમ ઉદાહરણ અકબ–એ સાનિયાની બયઅતની ઘટના છે. જયારે મદીના વાસીઓની સંખ્યા જેમાં ૭૩ પુરુષો અને બે સ્ત્રીઓ હતી હજ માટે મક્કા મુકર્રમા આવ્યા અને અકબા પાસે ઘાટીમાં એકત્ર થયા, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પોતાના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબની સાથે (જેઓ તે સમયે મુસલમાન થયા ન હતા.) તશ્રિફ લાવ્યા, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ કુર્આને પાકની આયત તિલાવત ફરમાવી. અને એક ખુદાની દાવત અને ઈસ્લામની તરગીબ (પ્રેરણા) આપી અને ફરમાવ્યું કે તમારાથી હું આ વચન અને સંકલ્પ કરાવું છું કે તમે મારી સાથે હિફાઝતનો તે મામલો કરશો જે પોતાના ઘરવાળાઓ સાથે કરો છો, અનસારે બયઅત કરી અને તેમનાથી આ વાયદો કરાવ્યો કે તેઓ આપને છોડીને પોતાની કોમમાં પાછા નહિ ફરે, તેઓ સમજદાર હતા તેઓ આ વચન અને સંકલ્પના દુરગામી અને ખરાબ પરિણામોથી સારી રીતે વાકેફ હતા. તેઓ આ સમજતા હતા કે તે બધા

નજીકના કબીલાઓથી બલકે સમગ્ર આરબ દેશોથી દુશ્મની વહોરવા બરાબર છે, તેમના એક અનુભવી સાથે (અબ્બાસ બિન ઉબાદહ અનસારી રદી.) એ પણ તેમને તેના પરિણામોથી સાવધ કર્યા પરંતુ તેઓએ જવાબમાં એક આવાજે કહયું કે અમે માલ – મિલકતના નુકસાન અને પોતાના કુટુંબની મોભાદાર વ્યકિતના કતલ થવાના ખતરાને વહોરીને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ને લઈ જઈએ છીએ, પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તરફ જોઈ અરજ કરી કે અય અલ્લાહના રસૂલ ! જો અમે વાયદો પૂરો કરી દીધો તો અમને શું મળશે ?

એવા નાજુક સમયે જો ખુદાના પયગમ્બરની જગ્યાએ કોઈ રાજકીય નેતા અથવા કોઈ રાજનૈતિક સમજ રાખનાર માનવી હોત તો એનો જવાબ, એવો હોત કે કુસંપ પછી હવે, તમારો સંપ થશે, એક કબીલાની સામાન્ય હેસિયત પછી હવે સમગ્ર અરબમાં તમારુ અસ્તિત્વ સ્વીકારવામાં આવશે. અને તમે એક શકિતશાળી બનીને આગળ આવશો, આ કોઈ કાલ્પનિક વાત નથી. બલ્કે નિશાનીઓ પરથી તેની દલીલો મળે છે, અને પોતે તે મદીનાવાસીઓમાંથી એક કહેનારાએ તેના પહેલા કહયું હતું કે,

*"અમે અમારી કોમને એવી હાલતમાં છોડીને આવ્યા છે કે કદાચ કોઈ કોમમાં એવી દુશ્મની અને કુસંપ હોય જેવી અમારી કોમમાં છે, અમને ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા આપને લીધે અમારામાં સંપ પેદા કરી દે. હવે અમે તેમની પાસે જઈશું, અને આપની આ દાવત તેમની સામે રાખીશું, અને જે દીનને અને કબૂલ કર્યો છે, તેની પણ અમે દાવત આપીશું, ખુદા તઆલા આપની ઝાત પર તેમને જોડી દે તો આપથી વધીને કોઈ સત્તાધારી અને પ્રતિષ્ઠિત વ્યકિત ન હશે.*

*(સિરતે ઈબ્ને હિશામઃ ૪૨૯)*

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ આ સવાલના જવાબમાં કે,

*"અય અલ્લાહના રસૂલ ! અમને શું મળશે ? આપ (સલ્લલ્લાહુ*

*અલયહિ વ સલ્લમ) એ માત્ર એટલું કહયું કે જન્નત. તે સમયે તેમને અરજ કરી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)હાથ લાંબો કરો, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હાથ લાંબો કર્યો અને તેમને બયઅત કરી લીધી. (સિરતે ઈબ્ને હિશામ : ૪૪૬)*

એ જ ગૈરત (સ્વભિમાન ) અને નબીઓ વાળા કામના પૂરા હોવાની અસર છે કે પયગમ્બર (અલૈ.) કોઈ શરઈ હુકમમાં કો ફેરફારના ન રવાદાર (જાઈઝ રાખનાર) હોય છે અને ન કોઈ હુકમ પર અમલ કોઈની સિફારશ અતને કોઈના અસરથી મુલતવી રાખે છે. તેઓ નજીક અને દૂર, પોતાના અને પરાયા બધા પર સમાન રૂપથી અલ્લાહ તઆલાની હદો અને હુકમોને લાગુ પાડે છે, એટલા માટે કબીલા બની મખઝુમની એક સ્ત્રી વિશે, જેનાથી ચોરીનો ગુનોહ થઈ ગયો, ઉસામા બિન ઝૈદ (રદી.) (જેમની ઉપર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખાસ મહેરબાની હતી) સિફારશ કરવા હાજર થયા, તો આપે ક્રોધિત થઈને ફરમાવ્યું કે શું અલ્લાહની નકકી કરેલી હદોમાં સિફારશ કરો છો? પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બયાન ફરમાવ્યું : હે લોકો ! તમારાથી પહેલાના લોકો એટલા માટે બરબાદ થઈ ગયા કે જયારે તેમનામાં કોઈ પ્રભાવશાળી અને ઈઝઝતદાર વ્યકિત ચોરી કરતો તો તેને છોડી મુકવામાં આવતો અને કોઈ અશકત અને સામાન્ય વ્યકિત ચોરી કરતો તો તેની ઉપર ચોરીની હદ લગાવવામાં આવતી હતી, (એટલે કે સજા થતી) ખુદાપાકના સોગંદ જો મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની છોકરી ફાતિમા (રદી.) પણ ચોરી કરશે તો હું તેના હાથ કાપવામાં સંકોચ નહિ કરું. (સહીહ મુસ્લિમ , કિતાબુલ હુદૂદ)

આ તે ગૈરત (સ્વાભિમાન) છે જે અંબિયા (અલૈ.)ના અનુયાયીઓ અને ઉત્તરાધિકારીઓમાં તબદીલ થઈ, તેઓએ પણ સફળતા અને નિષ્ફળતા, નફા અને નુકસાનથી આંખો બંધ કરીને કુર્આનની તાલીમાત, શરઈ અહકામ અને ઈસ્લામના ઉસૂલોની રક્ષા કરી. ઈતિહાસમાં તેની શાનદાર મિષાલ ફારૂકે આ'ઝમ (રદી.)ની તે ઘટના છે જે જબ્લા ઈબ્ને

એહમ ગસ્સાની સાથે પેશ આવી, તે કબીલા અકક અને ગસ્સાનના પાંચસો વ્યકિતઓ સાથે મદીના મુનવ્વરહ આવ્યો. જયારે તે મદીનામાં દાખલ થયો તો કોઈ જમાત કે પર્દાનશીન અવરત એવી ન હતી, કે તેને અને તેના ઝર્ક – બર્ક પોશાકને જોવા ન આવી હોય, અને જયારે હઝરત ઉમર (રદી.) હજમાં તશરીફ લઈ ગયા તો જબ્લા પણ સાથે ગયો, તે બૈતુલ્લાહનો તવાફ કરી રહયો હતો કે બની ફિઝારહના એક વ્યકિતનો પગ તેની લટકતી લૂંગીની કોર પર પડી ગયો, અને તે ખુલી ગઈ જબ્લા એ હાથ ઉઠાવ્યો અને ફિઝારીના નાક પર એક થપ્પડ મારી, ફિઝારીએ હઝરત ઉમર (રદી.) ને ત્યાં શિકાયત કરી, અમિરૂલ મુઅમિનીન (રદી.) એ જબ્લાને બોલાવ્યો, તે જયારે આવ્યો તો તેનાથી પૂછયું કે તે આ કર્યુ ? જબ્લાએ કહયું કે હા, અમીરુલ મૂઅમિનીન તેને મારી લૂંગી ખોલવાનો પ્રયત્ન કર્યો, જો કા'બાનો એહતેરામ નડતરરૂપ ન હોત તો હું તેની પેશાન પર તલવારનો વાર કરતો, હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે તમે કબૂલી લીધું છે, હવે તે વ્યકિતને રાજી કરી લો, નહિ તો હું તેનો બદલો લઈશ. જબ્લાએ કહયું કે તમે મારી સાથે શું કરશો ? હઝરત ઉમર (રદી.) એ ફરમાવ્યું કે હુ તેને કહીશ કે તમારી નાક પર તેવી જ માર મારે, જેવી તમે તેની નાક પર મારી હતી. જબ્લાએ આશ્ચર્યથી કહયું કે અમીરૂલ મુઅમિનીન! આ કઈ રીતે થઈ શકે ? તે એક સામાન્ય માણસ છે, અને હું મારા ઈલાકા અને કોમનો સરદાર (શાસક) છું, હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે ઈસ્લામે તને અને એને બરાબર કરી દીધા. હવે તકવા અને આફિયત વગર બીજી કોઈ વસ્તુની બુનિયાદ પર તમે તેનાથી શ્રેષ્ઠ થઈ શકતા નથી, જબ્લાએ કહયું કે મારો ખ્યાલ હતો કે હું ઈસ્લામ સ્વીકારીને જાહિલિયતના મુકાબલામાં વધારે ઈઝઝતદાર અને વિશ્વાસું બની જઈશ હઝરત ઉમર એ ફરમાવ્યું કે બધી વાતો છોડો, તે વ્યકિતને રાજી કરી લો, નહિ તો બદલા માટે તૈયાર થઈ જાઓ.

જબ્લાએ જયારે હઝરત ઉમર (રદી.)ને ગુસ્સામાં જોયા તો અરજ કરી કે મને આજે રાત્રે વિચારવાનો મોકો આપો, હઝરત ઉમર (રદી.)એ

તેમની દરખાસ્ત કબૂલ કરી, રાત્રીના સન્નાટા અને લોકોના અજાણમાં જબ્લા પોતાના ઘોડા અને ઊંટો લઈને સિરીયા તરફ રવાના થઈ ગયો, સવારે મક્કામાં તેનો પતો – નિશાન ન હતું, એક જમાના પછી જયારે જુસામા બિન મસાહિક કનાની (રદી.) થી જે તેના દરબારમાં શરીક થયા હતા, હઝરત ઉમર (રદી.) એ તેના ઠાઠમાઠના હાલાત સાંભળ્યા તો માત્ર આ ફરમાવ્યું કે તે વંચિત રહયો, આખિરતના બદલામાં દુનિયા ખરીદી લીધી. તેનો વેપાર ખોટમા રહયો. (ફુતૂહુલ બુલ્દાન : ૧૪૨)

**દાવતની હિકમત :**

તેનો મતલબ એ નથી કે અંબિયા (અલૈ.) દા'વત વ તબ્લીગમાં હિકમતથી કામ લેતા નથી. અને લોકોથી તેમની સમજ અનુસાર વાત કરતા નથી એવું નથી. આ તો કુર્આની આયતો અને સિરતે પાકની અનેક ઘટનાઓથી વિપરીત છે, અલ્લાહ તઆલાઓ ઈર્શાદ છે.

﴿وَمَا أَرْسَلْنَا مِن رَّسُولٍ إِلَّا بِلِسَانِ قَوْمِهِ لِيُبَيِّنَ لَهُمْ﴾

*તરજુમો : અને અમે જેટલા રસૂલો મોકલ્યા તે સૌ તેમની કૌમની જ ભાષા બોલનાર હતા કે જેથી તેઓને (અલ્લાહના હુકમ ખૂબ) સમજાવે; (સૂરએ ઈબ્રાહીમ : ૪)*

ભાષાનો ભાવાર્થ અહિંયા અમુક વાકયો અને શબ્દો પૂરતો નથી, તે શૈલી અને સમજાવવાની રીત બધું દાખલ છે. તેનો આકર્ષક નમૂનો હઝરત યૂસુફ (અલૈ.)ની જેલમાં પોતાના બે સાથીઓને ઉપદેશ, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત મૂસા (અલ.)ની પોત પોતાની કોમ અને પોત – પોતાના સમયના બાદશાહો સાથે સંવાદોમાં નજર આવે છે, અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ હિદાયત આપી છે.

﴿ادْعُ إِلَى سَبِيلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ وَجَادِلْهُم بِالَّتِي هِيَ أَحْسَنُ﴾

*તરજુમો :(હે નબી સલ. !) તમે તમારા પરવરદિગારના માર્ગ તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને ભલી નસીહત સંભળાવીને*

*બોલાવો તેમજ એવી રીતે તેઓની સાથે વાદવિવાદ કરો જે બેહતર હોય,* *(સૂરએ નહલ: ૧૨૫)*

**નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સહાબા (રદી.)ને જયારે દાવત વ તબ્લીગ માટે રવાના કરતા તો નરમી, સ્નેહ, આસાની પેદા કરવાની અને ખૂશખબરીઓ સંભળાવવાની વસિય્યત ફરમાવતા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત મઆઝ બિન જબલ (રદી.) અને હઝરત મુસા અશ્અરી (રદી.)ને યમન મોકલતી વખતે વસિય્યત કરી.**

يسرا ويعسرا، بشرا والا تنفرا

*(આસાની પેદા કરજો, સખ્તી ન કરજો, ખુશ ખબરીઓ સંભળાવજો, ડરાવનાર ન બનજો)*

**અને અલ્લાહ તઆલાએ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ફરમાવ્યું :**

﴿فَبِمَا رَحْمَةٍ مِّنَ اللَّهِ لِنتَ لَهُمْ وَلَوْ كُنتَ فَظًّا غَلِيظَ الْقَلْبِ لَانفَضُّوا مِنْ حَوْلِكَ﴾

*તરજુમો : તે પછી અલ્લાહની જ કૃપાના લીધે આપ તેઓ સાથે માયાળુપણે વર્તો અને જો આપ તેઓના પ્રત્યે કડક સ્વભાવના–કઠોર મનના હોત તો તેઓ (કતયારના) આપની પાસેથી વિખેરાઇ ગયા હોત;* *(સૂરએ આલી ઈમરાન : ૧૫૯)*

**રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સહાબાએ કિરામ (રદી.)થી ફરમાવ્યું :**

انما بعثتم ميسرين ولم تبعثوا معسرين

*(તમને આસાની પેદા કરવા માટે ઉઠાવવામાં આવ્યા છે, મુશ્કેલી માટે નથી ઉઠાવવામાં આવ્યા.* *(બુખારી શરીફ)*

**આ અંગે નસીહતો અને દલીલો અનેક છે જેનો સંગ્રહ કરવો મુશ્કેલ**

છે, આગલા નબીઓની પણ આ જ શાન રહી છે, અનેક નબીઓનું વર્ણન કુર્આનમાં કરી ફરમાવ્યું :

﴿أُولَـئِكَ الَّذِينَ آتَيْنَاهُمُ الْكِتَابَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ﴾

*તરજુમો : આ તે લોકો હતા કે જેમને અમે કિતાબ અને શરીઅત તેમજ નબુવ્વત અર્પણ કર્યા હતાં; (સૂરએ અન્આમ : ૮૯)*

પરંતુ આ આસાનીનો સંબંધ તા'લીમ વ તરબિયત અને આશિક મસાઈલથી હતો, જેનો અકાઈદ અને દીનના બુનિયાદી ઉસૂલોથી કોઈ સંબંધ ન હતો, જે વાતો નો સંબંધ સામુહિક અને અલ્લાહની હદોથી છે, તેમાં દરેક સમયના નબી લોખંડ – પોલાદથી વધુ બે – લચક (અડગ) અને પહાડથી વધુ મજબુત હોય છે.

**<u>અંબિયા (અલૈ.)ની ઈતાઅત (આજ્ઞાપાલન) અને તકલીદ (અનુકરણ) પર કુર્આનનો આગ્રહ :</u>**

કર્આને કરીમ અનેક જગ્યાએ નબીઓનું અનુકરણ, તેમના જીવન ચરિત્રને અપનાવવા અને તેમના જેવું જીવન જીવવા અને યથા શકિત તેમની મુશાબહત (મળતાપણું) અપનાવવા પર ભાર મૂકે છે.

﴿لَقَدْ كَانَ لَكُمْ فِي رَسُولِ اللَّهِ أُسْوَةٌ حَسَنَةٌ لِّمَن كَانَ يَرْجُو اللَّهَ وَالْيَوْمَ الْآخِرَ وَذَكَرَ اللَّهَ كَثِيراً﴾

*તરજુમો : (હે લોકો !) ખરેખર, તમારે રસૂલુલ્લાહ (સલ.)(ના કામો)માં શુભ અનુકરણ કરવાનું હતું. (તમારે) એટલે તેને માટે કે જે અલ્લાહની તથા આખિરત(ના સવાબ)ની આશા રાખતો હોય અને અલ્લાહને વિશેષ યાદ કરતો હોય (સૂરએ અહ્ઝાબ: ૨૧)*

તે મુસલમાનોને હિદાયત આપે છે કે તે બરાબર આ દુઆ માંગતા રહે.

﴿اهدِنَــــا الصِّرَاطَ المُستَقِيمَ صِرَاطَ الَّذِينَ أَنعَمتَ عَلَيهِم غَيرِ المَغضُوبِ عَلَيهِمْ وَلاَ الضَّالِّينَ﴾

*તરજુમો : તું અમને સીધા માર્ગે ચલાવ. (૫) તે લોકોના માર્ગ પર,*

*જેઓ પર તું કૃપાવંત થયો. (૬) તેઓના માર્ગે નહિ, જેમના પર તું ગુસ્સે થયો અને ન તેમના માર્ગે જેઓ અવળા માર્ગે ગયા.*

*(સૂરએ ફાતિહા : ૫ થી ૭)*

અને તેમાં કોઈ શંકા નથી કે ખુદાના ઈનામથી સન્માનિત બંદાઓના સરદાર અંબિયા (અલૈ.) અને રસૂલો જ છે, આ દુઆને નમાઝમાં પણ દાખલ કરવામાં આવી. જયારે પણ માનવી આ દુઆને કાનૂન પ્રમાણે અને તે ઈમાન મેળવેલા બંદઓની સીરત અને સૂરતમાં મુશાબહત કરશે તે ખુદાની નજીક સન્માનિત બનશે.

**<u>અંબિયા (અલે.)નો એહતેરામ (સન્માન) અને તેમના પ્રત્યે પ્રેમ:</u>**

કુર્આન, નબીઓ માટે તે સન્માન અને પ્રતિષ્ઠાની માંગ કરે છે કે દિલની ઊંડાઈથી પેદા થાય અને તેમનાથી ભાવાત્મક લગાવ તથા પ્રેમ પેદા કરવા ઈચ્છે છે, અને તેમની ઈતાઅત પર રાજી નથી. જે ભાવના, મુહબ્બત અને આદરથી ખાલી હોય, જેમકે પ્રજાનું રાજા સાથે અને બીજા ફોજી તેમજ રાજનેતા સાથે લોકોનો એક ઔપચારિક (રિવાજ) સંબંધ હોય છે, કુર્આન મો'મિનને ઝકાત અને સદકાની કેવળ ફરજોની અદાયગી અને હુકમોની પાબંદીને પૂર્ણ સમજતો નથી. બલ્કે તેની આ પણ માંગ છે.

﴿ لِتُؤْمِنُوا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُعَزِّرُوْهُ وَتُوَقِّرُوْهُ ﴾

*તરજુમો : એ માટે કે તમે લોકો અલ્લાહ પર અને તેના રસૂલ (સલ.) પર ઈમાન લાવો અને તે(ના દીન)ની સહાય કરો (સૂરએ ફત્હ : ૯)*

﴿فَالَّذِيْنَ آمَنُوا بِهٖ وَعَزَّرُوْهُ﴾

*તરજુમો: જેઓ આ રસૂલ પર ઈમાન લાવ્યા અને જેમણે તેમની મદદ કરી. (સૂરએ અઅ્રાફ : ૧૫૭)*

એટલા માટે તેને દરેક ચીઝનો હુકમ આપ્યો, જેમાં તેમની ઈઝઝત અને સન્માનની રક્ષા થાય છે, અને દરેક તે ચીઝથી રોકયા જેનાથી તેની

**બે– અદબી (અનાદર) થતી હોય અને જેનાથી તેની ઈઝઝત પર આંચ આવતી હોય, તેની શાન ઘટતી હોય અને તેની બડાઈ ઓછી થતી હોય.**

﴿يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا لَا تَرْفَعُوا أَصْوَاتَكُمْ فَوْقَ صَوْتِ النَّبِيِّ وَلَا تَجْهَرُوا لَهُ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ أَن تَحْبَطَ أَعْمَالُكُمْ وَأَنتُمْ لَا تَشْعُرُونَ إِنَّ الَّذِينَ يَغُضُّونَ أَصْوَاتَهُمْ عِندَ رَسُولِ اللَّهِ أُولَٰئِكَ الَّذِينَ امْتَحَنَ اللَّهُ قُلُوبَهُمْ لِلتَّقْوَىٰ لَهُم مَّغْفِرَةٌ وَأَجْرٌ عَظِيمٌ﴾

*તરજુમો : હે ઇમાનવાળાઓ ! પોતાના અવાજોને નબીના અવાજ કરતાં ઊંચો કરો નહિ અને તેમની સાથે એટલા જોરથી બોલો નહિ જેમ કે એકબીજા સાથે (બેધડક) જોરથી બોલો છો. કદાચ એવું ન થાય કે તમારી કરણી બેકાર થઇ જાય અને તમને ખબર પણ થવા પામે નહિ. બેશક, જે લોકો અલ્લાહના રસૂલની સેવામાં પોતાના અવાજને ધીમો રાખે છે, એ તે લોકો જ છે કે જેમના દિલોને અલ્લાહે તકવા માટે નિર્મળ કર્યા છે. તેમના માટે (આખિરતમાં) ક્ષમા અને મહાન બદલો છે.* *(સૂરએ હુજૂરાત : ૨ , ૩)*

﴿لَا تَجْعَلُوا دُعَاءَ الرَّسُولِ بَيْنَكُمْ كَدُعَاءِ بَعْضِكُم بَعْضًا﴾

*તરજુમો : તમે રસૂલ (સલ.)ના બોલાવવાને એવું (નજીવું) ન સમજો જેવું કે તમારામાંથી એકનું બીજાને બોલાવવું સાધારણ છે.*

*(સૂરએ નૂર – ૬૩)*

**એટલા માટે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની વફાત પછી તેમની પત્નીઓ ઉમ્મત પર હરામ કરવામા આવી.**

﴿وَمَا كَانَ لَكُمْ أَن تُؤْذُوا رَسُولَ اللَّهِ وَلَا أَن تَنكِحُوا أَزْوَاجَهُ مِن بَعْدِهِ أَبَدًا إِنَّ ذَٰلِكُمْ كَانَ عِندَ اللَّهِ عَظِيمًا﴾

*તરજુમો : અને તમારા માટે એ દુરુસ્ત નથી કે તમે ....અલ્લાહના રસૂલ (સલ.)ને ઇજા પહોંચાડો, તેમજ એ પણ (દુરુસ્ત) નથી કે તમે*

*તેમના પછી કદી પણ તેમની પત્નીઓ સાથે નિકાહ કરો. બેશક, આ વાત અલ્લાહની નજીક બહુ ગંભીર છે. (સૂરએ અહઝાબ : ૫૩)*

**તે સિવાય ઘણાં સ્પષ્ટ આદેશોમાં રસૂલ (સલ.)ની મુહબ્બત અને પોતાની જાન, માલ અને અવલાદના મુકાબલામાં પ્રથમ પસંદગીની માંગ કરવામાં આવી છે.**

لایؤمن احدکم حتی اکون احب الیه من والده وولده والناس اجمعین"

*અર્થાત : તમારામાંથી કોઈ મો'મિન થઈ શકતો નથી ત્યાં સુધી કે હું તેના માટે પિતા, તેની અવલાદ અને બધા ઘરવાળાઓના મુકાબલામાં અધિક પ્રિય ન બની જાઉ. (બુખારી, મુસ્લિમ)*

**તબરાની મુઅજજમે કબીર અને અવસતમાં " من نفسه " શબ્દનો વધારો છે. મતલબ કે પોતાની જાનથી પણ અધિક પ્રિય હોય.**

બીજી બાજુ

"ثلاث من کن فیه وجدبهن حلاوة الایمان۔ من کان الله ورسوله احب الیه مما سواهما .....الخ"

*અર્થાત : જેમાં ત્રણ વાતો હોય તે ઈમાનની મીઠાશ પ્રાપ્ત કરી શકે છે, એક તે જેના માટે અલ્લાહ અને તેના રસૂલ અન્યથી વધુ પ્રિય હોય.*

**અહીંયા એ વાત સ્પષ્ટ કરી દેવી જરૂરી છે કે અંબિયા (અલૈ.) જેમાન સરદાર હજરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે, તેમનું મખલુકથી અને તે કોમોનું જેમની તરફ તેઓ મોકલવામાં આવે છે, ટપાલી જેવો સંબંધ હોતો નથી. ટપાલીની જવાબદારી માત્ર એટલી છે કે તે પત્ર જેનો છે, તેને પહોંચાડી દે, પછી તેને તે લોકોથી કોઈ સંબંધ નથી, અને તે લોકોને આ મધ્યસ્થી અને ટપાલીથી કોઈ મતલબ નથી. તે પોતાના કાર્યો અને અધિકારોમાં સવતંત્ર છે, તે કોમોનો સંબંધ જેમની તરફ અંબિયા (અલૈ.) અને રસૂલો મોકલવમાં આવ્યા, પોતાના નબી અને રસૂલથી માત્ર ક્ષણિક (થોડી મુદત માટે) અને કાનૂની સંબંધ હોય છે. તેમણે**

તેમની સીરત, રીતભાત, પસંદ – નાપસંદ અને તેમની વ્યકિતક જિંદગી અને વ્યકિતગત જિંદગીથી કોઈ લગાવ નથી, આ બેબુનિયાદ, ગલત અને અધુરી કલ્પના છે, જે તે ક્ષેત્રોમાં પ્રચલિત હતી જે નબૂવ્વત અને નબીઓના ઉચ્ચ સ્થાનથી અજાણ હતા, અને આપણા આ યુગમાં પ્રચલિત છે, જે સુન્નતના મકામથી અજાણ અને હદીષ તેમજ તેની દલીલ હોવાને નથી માનતા, અને જેની ઉપર ઈસાઈઓવાળી સોચ અને પશ્ચિમી ચિંતન શૈલીનું વર્ચસ્વ છે.

તેની વિપરિત વાસ્તવિકતા એ છે કે અંબિયા (અલૈ.) બધા માનવીઓ માટે પરિપૂર્ણ, પેશ્વા, ઉચ્ચ અનુકરણીય નમુના, અખ્લાક, અભિરૂચિનો સ્વીકાર તેમજ રદ, નિકટતા તેમજ દૂરીના સંબંધોમાં પરિપૂર્ણ અને અંતિમ નમૂના હોય છે, તેઓ ખુદાની મહેરબાનીને લાયક અને શ્રેષ્ઠતાના કેન્દ્ર હોય છે, તેમના અખ્લાક અને વ્યવહાર, તેમની રહેણી – કરણી બધું ખુદાની નજરમાં પ્રિય હોય છે.જિંદગીના તરીકામાં તેમનું જીવન, માનવો અને જમાતોના અખલાકમાં તેમના અખલાક, લોકોની આદતોમાં તેમની આદતો અલ્લાહની નજીક પ્રિય બની જાય છે. અંબિયા (અલૈ.) જે માર્ગ અપનાવે છે, તે માર્ગ ખુદાને ત્યાં પ્રિય બની જાય છે અને તેને બીજા માર્ગ પર શ્રેષ્ઠતા પ્રાપ્ત થાય છે, એટલા માટે કે તે માર્ગો પણ નબીઓના કદમ પડયા છે, તેમની બધી પ્રિય વસ્તુઓ અને રીતો, તેમનાથી સંબંધ ધરાવનાર વસ્તુઓ અને કાર્યોથી અલ્લાહની મુહબ્બત અને પસંદગી જોડાય જાય છે. તેને અપનાવવું અને તેમના અખલાકની જલક પેદા કરવી, અલ્લાહની મુહબ્બત અને નિકટતા પેદા કરવાનો સરળ માર્ગ છે, એટલા માટે કે મિત્રનો મિત્ર, મિત્ર અને દુશ્મનનો મિત્ર, દુશ્મન સમજવામાં આવે છે, અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે :

﴿ قُلْ إِن كُنتُمْ تُحِبُّونَ اللَّهَ فَاتَّبِعُونِي يُحْبِبْكُمُ اللَّهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوبَكُمْ وَاللَّهُ غَفُورٌ رَّحِيمٌ ﴾

*તરજુમો :(હે નબી સલ. !લોકોને) ફરમાવી દો, જો તમે અલ્લાહથી*

*મુહબ્બત રાખો છો તો તમે મારા તાબેદાર બનો (કે જેથી) અલ્લાહ પણ તમારાથી મુહબ્બત કરે અને તમારા સર્વ ગુનાહ માફ કરે અને અલ્લાહ બહુ બખ્શનાર ઘણો દયાળુ છે. (સૂરએ આલી ઈમરાન : ૩૧)*

તેની વિરૂધ્ધ જેઓ જુલ્મ પર લાગેલા છે, અને કુફ્રનો માર્ગ અપનાવેલો છે, તેમની તરફ દિલનો લગાવ, તેમના જેવું રહન – સહન બનાવવાની કોશિશ, અલ્લાહની ગૈરતને હરકતમાં લાવનારી અને અલ્લાહથી બંદાને દૂર કરનારી વસ્તુ છે. ફરમાવ્યું :

﴿وَلَا تَرْكَنُوٓاْ إِلَى ٱلَّذِينَ ظَلَمُواْ فَتَمَسَّكُمُ ٱلنَّارُ وَمَا لَكُم مِّن دُونِ ٱللَّهِ مِنْ أَوْلِيَآءَ ثُمَّ لَا تُنصَرُونَ﴾

*તરજુમો : અને (હે મુસ્લિમો !) એવા જુલ્મીઓના તરફ વલણ ન રાખો, નહિ તો દોઝખની આગ તમને લાગી જશે અને અલ્લાહના સિવાય કોઇ તમારા હિમાયતી થનાર નથી. ફરી તમને જરા પણ સહાય નહિ મળે. (સૂરએ હુદ : ૧૧૩)*

પયગમ્બરોના આ વિશેષ સિફાત અને રહન – સહનનું નામ શરીઅતમાં "ખિસાલે ફિતરત" અને સુનનુલહુદા" છે, જેની શરીઅત તાલીમ અને પ્રેરણા આપે છે. તે અખલાક અપનાવવા, લોકોને નબીઓના રંગમાં રંગી દે છે, જેના વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿صِبْغَةَ اللّٰهِ وَمَنْ أَحْسَنُ مِنَ اللّٰهِ صِبْغَةً وَنَحْنُ لَهُ عَابِدون﴾

*તરજુમો :(ફરમાવી દો કે) અમે અલ્લાહનો રંગ (સત્ય ઇસ્લામ) સ્વીકાર્યો અને અલ્લાહના કરતાં કોનો રંગ બેહતર છે ? અને અમે તેની જ બંદગી કરનારા છીએ. (સૂરએ બકરહ : ૧૩૮)*

એક આદતથી બીજી આદત, એક અખલાકથી બીજા અખલાક અને રીભ – ભાતથી બીજી રીત – ભાત પર દીન અને શરીઅતમાં અગ્રતાનો આ જ ભેદ છે, તેને કારણે તેને શરીઅતે ઈસ્લામી, ઈમાનવાળાઓની ઓળખ, પ્રકૃતિની માંગની પૂર્તિ અને તેના વિરૂધ્ધ તરીકાઓને શુધ્ધ પ્રકૃતિનો અનાદર અને અજ્ઞાની લોકોની ઓળખ ગણવામા આવી છે, અને

આ બંને રીતો અને માર્ગોમાં (તેમ છતાં આ બાજુ પણ બુધ્ધિ રાખનારા છે, અને પેલી બાજુ પણ) માત્ર એટલો જ ફરક છે, કે એક ખુદાના પયગમ્બરો અન તેના પ્રિય બંદાઓએ અપનાવેલો માર્ગ છે, બીજો તે કોમો અને લોકોનો છે, જેમની પાસે હિદાયતની રોશની અને આસમાની તાલીમાત નથી, આ નિયમોને આધિન ખાવા – પીવા, કાર્યોમાં ડાબા – જમણા હાથમાં ફર્ક, પોશાક – શૃંગાર, રહન–સહન અને સભ્યતા – સંસ્કૃતિમાં ઘણા નિયમો આવી જાય છે, અને તે સુન્નત, સન્નતે નબવી અને ઈસ્લામી કાયદાશાસ્ત્રનો એક વિસ્તૃત વિષય છે.

*(વધુ વિગતો માટે લેખકની કિતાબ" મંસબે નબુવ્વત ઔર ઉસકે બુલંદ મકામે હામિલીન" પાન નં. ૧૧૮ – ૧૨૦)*

જયાં સુધી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની જાતથી સંબંધ છે, ત્યાં આ વિષય પર વધું ભાર આપવાની જરૂરત છે, આપની જાત (વ્યકિતત્વ) સાથે માત્ર નિયમ અને કાનૂનનો સંબંધ પૂરતો નથી, રૂહાની,ભાવાત્મક અને એવો ઊંડો તેમજ કાયમી પ્રેમ જરૂરી છે, જે જાન, માલ અને કુટુંબીજનોની મુહબ્બતથી વધીને હોય, હદીષ શરીફમાં છે.

"لا يؤمن احدكم حتى اكون اليه من ولده ووالده والناس اجمعين"

*અર્થાત : તમારામાંથી કોઈ મો'મિન થઈ શકતો નથી ત્યાં સુધી કે તેના માટે, તેની અવલાદ, તેના પિતા અને બધા ઘરવાળાઓ કરતા અધિક પ્રિય ન બની જાઉ. (બુખારી – મુસ્લિમ)*

બીજી હદીષમાં છે :

"لا يؤمن احدكم حتى اكون احب اليه من نفسه"

*અર્થાત : તમારામાં કોઈ ત્યાં સુધી મો'મિન બની શકતો નથી જયાં સુધી હું તેની જાત (પ્રાણ)થી વધુ પ્રિય ન બની જાઉ. (અહમદ)*

આ સિલસિલો તે બધા વિરોધી કારણોથી બચવાની અને સાવધાન રહેવાની જરૂરત છે, જે આ મુહબ્બતના સ્ત્રોતને શુષ્ક અથવા તેને કમજોર કરે છે. ભાવનાઓ અને સંવેદનાઓ (એહસાસો)ની મુહબ્બતમાં

ઉદાસીનતા, સુન્નત પર અમલ કરવાના જઝબામાં કમઝોરી , અને આપને "દાના–એ સુબૂલ" (માર્ગોને સારી રીતે ઓળખનાર) " ખત્મુર્રુસૂલ" (અંતિમ સંદેષ્ટા) "મૌલા – એ – કુલ" (બધાના સરદાર) સમજવામાં શંકા અને સિરત વ હદીષના વાંચનથી મોઢુ ફેરવવું તથા લાપરવાહી (અસાવધાની) નું કારણ બને છે. સૂરએ અહઝાબ, સૂરએ હુજુરાત અને સૂરએ ફતહ વગેરે કુર્આની સૂરતોમાં ગહન અધ્યયન અને તશહહુદ વ નમાઝ, જનાઝામાં દૂરૂદો સલાતને દાખલ કરવા પર વિચાર – વિમર્શ કરવા કુર્આનમાં દુરૂદની તરગીબ અને દુરૂદની ફઝીલતમાં અનેક હદીસોના ભેદ સમજવાનો આ આવશ્યક નતીજો નીકળ્યો કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વિશે એક મુસલમાનથી તેનાથી થોડી વધારે ઈચ્છા રાખવામાં આવે છે, જેને કેવળ કાનૂની અને વૈધાનિક સંબંધ કહેવામાં આવે છે, અને તે માત્ર બાહય ઈતાઅતથી પૂરો થઈ જાય છે, બલ્કે આદર અને અદબ, મુહબ્બત અને શુક્રની ભાવના પણ જરૂરી છે, જે દિલની ગહરાઈઓથી નીકળતી હોય છે, અને જે નસ – નસમાં વસી ગઈ હોય, એવી ભાવના અને મુહબ્બતને કુર્આન બયાન કરે છે. "وتعزروه وتوقروه" તેની મદદ કરો અને તેને મહાન (બુઝુર્ગ) સમજો.

તેના જલવંત ઉદાહરણો ગઝવ – એ – રજીના મોકા પર હઝરત ખુબેબ બિન અદી (રદી.) અને ઝૈદ બિન દુસુનહ (રદી.)ની ઘટના, ગઝવ – એ ઉહૂદના મોકા પર અબુદુજાનહ (રદી.) અને હજરત તલ્હા (રદી.) નો અમલ, ગઝવ – એ – ઉહુદમાં બની દીનારની મુસલમાન અવરતનો જવાબ સુલેહ હુદૈબિય્યહના મોકા પર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે સહાબા (રદી.)નો ઘનિષ્ઠ પ્રેમ અને આદર જોઈ શકાય છે, જેને કારણે અબૂ સુફયાન (જે તે સમયે મુસલમાન થયા ન હતા) ની જબાનથી બેધડક નીકળ્યું કે" મે કોઈને કોઈનાથી આટલી મુહબ્બત કરતા નથી જોયા જેટલી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથી મુહમ્મદ (સલ.)થી મુહબ્બત કરે છે " અને કુરેશના પ્રતિનિધિ (સંદેશવાહક) ઉર્વહ બિન મસ્ઉદ સકફી એ કહયું કે " ખુદાની કસમ મેં

કિસ્‌રા અને કૈસરના દરબાર પણ જોયા છે, મે કોઈને બાદશાહની આટલી ઈઝઝત કરતા નથી જોયા, જેટલી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સાથી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈઝઝત કરે છે. (૧)

આ ઈશ્કે રસૂલનો મહાન ઉલમાએ કિરામ, મુસલેહીન વ મુજદ્દીદીન (સુધારકો) અને ધાર્મિક આગેવાનોને વધુ હિસ્સો પ્રાપ્ત થયો, જેમને દીનની હકીકી (વાસ્તવિક) રૂહને પોતાની અંદર ઉતારી હતી, અને તેમના ભાગ્યમાં દીન અને મિલ્લતના પુનર્જાગરણ (જીવંત) નું મહત્વનું કાર્ય તેમને પાર પાડવાનું હતું, આ પાક મુહબ્બત વગર જે શરઈ હુકમો અને અદબોના તાબેઅ, તેમ જ ઉસવએ સહાબા (રદી.)ની ઈત્તિબા(અનુસરણ) હોય, ઉસવએ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પૂર્ણ પેરવી, શરીઅતના માર્ગે અડગતા, નફ્સ સાથે ઈમાનદારી પૂર્વકનો હિસાબ અને " ઉસ્‌ર વ યુસ્‌ર" વગેરે ખુદા અને રસૂલની ફરમાબરદારી શકય નથી. આ રોગનો ઈલાજ તજ્‌કિયાએ નફ્સ અને અખલાકની ઈસ્લાહ (સુધારણા) અસરકારક સબબ છે, મુહબ્બતની એક લહેર ઘાસ, કચરાને વહાવી જાય છે, અને નસ – નસમાં અને શરીરમાં એવી રીતે દોડી જાય છે કે રચ – બસ જાય.

..............................................................................

*હાશિયહ : (૧) બધી ઘટનાઓ સીરતની કિતાબોમાંથી વાંચવામાં આવે, ઝૈદ બિન દુસુંનહ (રદી.)ને જયારે ફાંસી માટે લઈ જઈ રહયા હતા તો અબૂ સુફયાને તેમનાથી પુછયું કે શું તમે પસંદ કરો છો કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તમારી જગ્યા પર હોયઅને તમે પોતાના ઘરે સુરક્ષિત રહો? હઝરત ઝૈદ (રદી.) એ કહયું " ખુદાની કસમ મને તો એ પણ મંજૂર નથી કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયાં છે ત્યાં તેમને કોઈ કાંટો પણ વાગે, અને હું પોતાના ઘરે આરામથી રહું" (સીરતે ઈબ્ને હિશામ, ભાગ . ર પાન નં. ૧૭ર) કબીલા બની દીનારની એક મુસલમાન અવરતનો પતિ, ભાઈ અને પિતા ગઝવ – એ ઉહુદમાં શહીદ થઈ ગયા, જયારે તેને આ ઘટનાની ખબર મળી, તો તેની જબાનથી બે – ધડક નીકળ્યું કે આ બતાવો કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના હાલ કેવા છે ? લોકોએ કહયું કે અલ્હમ્દુલિલ્લાહ આપ (સલ.) ખેરિયતથી છે, તેને કહયું કે મને દીદાર કરાવી દો, જયારે તે અવરતની નજર મુબારક ચહેરા પર પડી તો બોલી ઉઠી " આપના મોજૂદ હોવાથી દરેક મુસીબત હલકી છે, (સીરતે ઈબ્ને હિશામ), હઝરત અબૂ દુજાના (રદી.) એ પોતાને રસૂલુલ્લાહ (સલ.) માટે ઢાલ બનાવી દીધા, (બુખારી) હઝરત અબૂ તલ્હા (રદી.) એ પોતાના હાથને ઢાલ બનાવી દીધા અહીંયા સુધી કે તે હરકત અને ઉપયોગને લાયક ન રહયા. (અલઈસાબહ)*

*શાખે ગુલમેં જિસ તરહ બાદે સહરગાહી કા નમ*
*(પુષ્પની ડાળી પર જાણે પ્રભાતની ઝાકળના ટીપા)*

મુસલમાન જે કયારેક ખુદા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઈશ્કને કારણે શોલએ જવ્વાલહ (આલાત – ચક્ર) હતો, તેના વગર તે સૂકી લાકડી અને રાખોડી જેવો બની ગયો છે.

*બુઝી ઈશ્ક કી આગ અંધેર હે*
*મુસલમાં નહી ખાક કા ઢેર હે*

નબી (સલ.)ની ઈતાઅત અને મુહબ્બતમાં જ કોમની ભલાઈ છે, ઉમ્મતોનું ભાગ્ય તેમનામાં મોકલેલા રસૂલોની આજ્ઞાપાલન (ઈતાઅત)માં, તેમના ઝંડા નીચે આવવામાં તેમની સીરતને અપનવવામાં અને માન – અપમાનના દરેક હાલમાં તેમનાથી સંબંધો જાળવી રાખવામાં છે.

તેથી કોઈ કોમ બધી તાકતો, સંસાધનો, સભ્યતા, દર્શનશાસ્ત્રો અને બધી પ્રગતિઓ છતાં સફળ થઈ શકતી નથી, જયાં સુધી કે તે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈત્તિબાઅ (અનુસરણ), તેમનાથી મુહબ્બત અને દાવત માટે દરેક હાલમાં કોશિશ ન કરે. ઉમ્મત પણ આ તરીકાથી હટીને, પ્રતિષ્ઠા, સરદારી,ઈઝઝતની પ્રાપ્તિ માટે પોતાની કૂટનીતિ અથવા કોઈ મોટી તાકત પર ભરોસો કરે છે, તો તેનું પરિણામ અપમાન, નાકામી, આંતરિક ઝઘડાઓ અને બદનામી સિવાય બીજુ કંઈ નથી.

**મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલતની અઝમત (મહાનતા) અને માનવોને તેની આવશ્યકતા :**

છઠ્ઠી સદી ઈસ્વીના વિશ્વવ્યાપી સ્તર પર આ હાલાત નજર આવે છે કે પૂરી માનવ જાતિ આત્મહત્યા કરવા તૈયાર હતી, જેમકે તેને આત્મહત્યા કરવાની કસમ ખાધી હોય, સમગ્ર વિશ્વમાં આત્મહત્યા કરવાની તૈયારી થઈ રહી હતી, અલ્લાહ તઆલા એ કુર્આન શરીફમાં તે દશ્ય અને

સ્થિતિની જે તસ્વીર ખેંચી છે. તેનાથી શ્રેષ્ઠ કોઈ મહાન ચિત્રકાર, સાહિત્યકાર અને ઈતિહાસકાર તે તસ્વીર ખેચી શકતો નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿وَاذْكُرُوا نِعْمَتَ اللَّهِ عَلَيْكُمْ إِذْ كُنتُمْ أَعْدَاءً فَأَلَّفَ بَيْنَ قُلُوبِكُمْ فَأَصْبَحْتُم بِنِعْمَتِهِ إِخْوَانًا وَكُنتُمْ عَلَىٰ شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَأَنقَذَكُم مِّنْهَا﴾

*તરજુમોઃ તથા તમારા ઉપર અલ્લાહનો જે ઉપકાર છે તેનેયાદ કરો કે જ્યારે તમે (એક બીજાના) દુશ્મન હતા; ત્યાર પછી અલ્લાહે તમારાં દિલોમાં પ્રેમનાખ્યો તો હવે તેની કૃપાથી તમે ભાઈ ભાઈ બની ગયા, અને (જો કે) તમે દોઝખના એક ખાડાને કિનારે (પહોંચી ચૂકતયા) હતા. છતાં અલ્લાહેતમને તેમાંથી ઉગાર્યા,*

*(સૂરએ આલી ઈમરાન : ૧૦૩)*

આપણા ઈતિહાસકારો અને સીરત નિગારો (જીવન ચરિત્રના લેખકો) જાહિલિયત (અજ્ઞાનતા)ની તસ્વીર પૂર્ણ રીતે ખેંચી શકયા નથી, તે ન કેવળ ક્ષમા પાત્ર બલ્કે ધન્યવાદને પાત્ર છે કે સાહિત્ય અને ભાષાનો ભંડાર સાથ નથી આપતા. ઘટના અને સ્થિતિ એટલી ગંભીર, નાજુક, ભયંકર, કઠિન અને મુશ્કેલ હતી કે લેખનથી તેનું ચિત્રણ અને ભાષા તથા સાહિત્યની મોટી ક્ષમતાથી તેની વ્યાખ્યા શકય નથી. કોઈ ઈતિહાસકાર તેનો હક કઈ રીતે અદા કરી શકે ? જાહિલિય્યતનો યુગ, જેમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો અવતાર થયો, શું તે એક અથવા બે કોમોની પડતી અને અખલાકી બગાડનો પ્રશ્ન હતો ? માત્ર મૂર્તિપૂજાની સમસ્યા હતી? અખલાકી અપરાધો દારૂ, જુગાર, ભોગ વિલાસ, હકોની પાયમાલી, અત્યાચાર, આર્થિક શોષણ, જાલિમ હુકૂમતો, અત્યાચારી વ્યવસ્થા અને અન્યાય પૂર્ણ કાનૂનની સમસ્યા હતી ? શું આ સમસ્યા હતી કે કોઈ દેશમાં પિતા પોતાની નવજાત બાળકીને જીવતી દફન કરી રહયો છે? સમસ્યા આ હતી કે ઈન્સાન, ઈન્સાનિયતને માટીમાં ભેળવી રહયો

હતો, સમસ્યા આ ન હતી કે અરબના કેટલાક પથ્થર દિલ લોકો પોતાની માસૂમ બાળકીને જુઠી લાજ અને શરમથી બચવા માટે એક સ્વરચિત અત્યાચાર, પરંપરાને આધારે પોતાના હાથે જીવતી દફન કરવા માંગતા હતા. સમસ્યા આ હતી કે માતૃભૂમિ પોતાની સમગ્ર પેઢીને જીવતી દફન કરવા માંગતી હતી, તે યુગ તો ખતમ થઈ ગયો, હવે, તેને કઈ રીતે સામે લાવવામાં આવે તે યુગ જે લોકોએ જોયો હતો, તેઓ જ તેની હકીકતને સમજતા અને જાણતા હતા.

સમસ્યા કોઈ એક દેશ કે કોમની ન હતી, ન કોઈ એક ભ્રમ કે કપટની હતી, સમસ્યા ઈન્સાનિયતના ભાગ્યની હતી.સમસ્યા માનવજાતીના ભાવિષ્યની હતી, પરંતુ કોઈ ચિત્રકાર એવું ચિત્ર રજૂ કરે જેમાં એવું બતાવવામાં આવે કે માનવજાતનું પ્રતિનિધિત્વ એક માનવી કરી રહયો છે, એક સુંદર મનુષ્ય, એક તાજો – મોટો તંદુરસ્ત માનવી જે ખુદાની કારીગરીના શ્રેષ્ઠતમ નમૂનો છે, જેનાથી આદમનું નામ જીવંત અને તેનો સિલસિલો કાયમ છે, તેની ઉપર ફરિશ્તાઓ હસદ કરે છે, જે સર્વોત્તમ છે, જેના માથે ખુદાએ ખિલાફતનો તાજ મુકયો છે, અને જેમના કારણે આ ધરતી આબાદ છે, એક ઉપવન જેવી જગ્યા છે, માનવી સામે આગનો એક સમુદ્ર છે, એક મોટી ઊંડી ખાય છે, જેનો કોઈ કિનારો નથી, માનવી તેમાં છલાંગ લગાવવા તૈયાર છે, તેના પગ ઉઠી ગયા છે, એવું લાગે છે કે થોડી સેકન્ડોમાં ઊંડી ખાયમાં ગાયબ થઈ જશે, જો તે સમયનું ચિત્ર દોરવામાં આવે તો કોઈ હદ સુધી તેની સ્થિતિનો અંદાજો લગાવી શકાય છે, જે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના અવતાર સમયે જોવા મળતી હતી, તે હકીકતને બયાન કરતા ફરમાવ્યું.

﴿ وَكُنتُمْ عَلَىٰ شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَأَنقَذَكُم مِّنْهَا ﴾

*તરજુમો: અને (જો કે) તમે દોઝખના એક ખાડાને કિનારે (પહોંચી ચૂકતયા) હતા. છતાં અલ્લાહેતમને તેમાંથી ઉગાર્યા,*

*(સૂરએ આલી ઈમરાન : ૧૦૩)*

આ વાતને એક હદીસમાં ઉદાહરણ આપી ફરમાવ્યું" મારી તે દાવત અને હિદાયતની મિષાલ જેની સાથે મને દુનિયામાં મોકલવામાં આવ્યો છે, એવી છે જેમકે એક વ્યકિતએ આગ સળગાવી, જયારે તે રોશની આસપાસ ફેલાઈ તો તે પરવાના (પતંગિયા) અને કીડા આગ પર પડે છે, દરેક બાજુથી ઉમટીને તેમાં કુદવા લાગ્યા, એવી રીતે તમે આગમાં કુદવા અને પડવા માંગો છો અને હું તમારી પીઠ પકડીને તમને તેમાંથી બચાવું છું અને દૂર કરું છું. (બુખારી – મિશ્કાત)

વાસ્તવમાં અસલ સમસ્યા એ હતી કે માનવજાતિની નૌકાને સલામતી સાથે પાર લગાવવાની હતી, જયારે માનવી પોતાના સહીહ મુડમાં આવી જશે, જિંદગીમાં નિયમન પેદા થઈ જશે તો તે બધી રચનાત્મક કલ્યાણકારી, જ્ઞાનમયી, સાહિત્યિક અને વિકાસના પ્રયાસો તેમજ ઉપાયોનો સમય આવશે, જેની સલાહિયત (યોગ્યતા) અનેક માનવો અને માનવતાના શુભ ચિંતનમાં જોવા મળે છે, વાસ્તવમાં આખી દુનિયા પયગમ્બરોની એહસાનમંદ( આભારી) છે. તેઓએ માનવજાતિને તે ખતરાઓથી બચાવી જે તેના માથે ખુલ્લી તલવારની જેમ લટકી રહી હતી. દુનિયાનું કોઈ જ્ઞાન, રચનાત્મક કાર્ય, કોઈ દર્શનશાસ્ત્ર, કોઈ વિચારધારા તેમના ઉપકારથી ખાલી નથી, સાચુ પુછો તો આધુનિક દુનિયા પોતાના અસ્તિત્વ, વિકાસ અને જિંદગીના હકદાર પયગમ્બરોના ઉપકારને આભારી છે, માનવોએ પોતાની સ્થિતિને કારણે અનેક વખત આ એલાન કર્યુ કે હવે તેની સાર્થકતા (લાભદાયકતા) નષ્ટ થઈ ગઈ છે, અને હવે તે દુનિયા માટે અને પોતાના માટે લાભ, બરકત, રહમત અને કોઈ પયગામ નથી રાખતા, તેઓએ પોતાની વિરૂધ્ધ ખુદાની અદાલતમાં શિકાયત કરી અને ગવાહી આપી. તેમજ તે પોતાને મોટા મા મોટી સજા બલ્કે મૃત્યુદંડને પાત્ર સાબિત કરી ચુકયો હતો.

જયારે સભ્યતા – સંસ્કૃતિ પોતાની હદો વટાવી દે છે, જયારે તે નૈતિકતાને એકદમ ભુલાવી દે છે, જયારે માનવી પોતાની તૃચ્છ ઈચ્છાઓ અને નફસના હૈવાની તકાદાઓની પૂર્તિ સિવાય બીજા અન્ય હેતુઓ અને

હકીકતોને ભુલાવી દે છે, જયારે તેની ગોદમાં માનવીના દિલને બદલે વરુ અને ચિત્તાના દિલો પેદા થઈ જાય છે, જયારે તેના શરીરમાં એક ફર્ઝી પેટ અને અસીમ ખરાબ કૃત્યો કરવાની પ્રવૃત્તિ જન્મે છે, જયારે દુનિયા પર પાગલપણું સવાર થાય છે, ત્યારે ખુદા તેમને સીધા કરવા અને તેમના પાગલપણાને દૂર કરવા માટે નવા નવા તરીકાઓ અપનાવે છે.

*કરતી હે મુલૂકિયત અંદાજે જુનૂં પેદા*
*અલ્લાહ કે નશ્તર હે તૈમુર હો યા ચંગેઝ*

તમે બાદશાહત શબ્દને સભ્યતા – સંસ્કૃતિથી બદલી નાખો કે સભ્યતા – સંસ્કૃતિનો બગાડ અને તેનું પાગલપણું, બાદશાહતના પાગલપણાથી વધારે ખતરનાર અને વ્યાપક હોય છે, એક કમઝોર દર્દી જો પાગલ થઈ જાય તો સોસાયટીની ઊંઘ હરામ કરી નાંખે છે, અને આખી સોસાયટી તેના અઝાબમાં આવી જાય છે, તમે વિચારો કે જયારે માનવજાતિ પાગલ થઈ જાય એન જયારે સભ્યતા – સંસ્કૃતિની અંગભૂત વ્યકિત બગડી જાય, જયારે માનવજાતનો સ્વભાવ ખરાબ થઈ જાય તો તેનો કયો ઈલાજ છે ?

જાહિલિયત (અજ્ઞાનતા) માં સભ્યતા – સંસ્કૃતિ માત્ર બગડી જ ન હતી, તેમાં સડો પણ પેસી ગયો હતો, તેમાં કીડા પડી ગયા હતા, માનવી – માનવીનો શિકારી બની ગયો હતો, તેને કોઈ માનવીની જાનની, કોઈ જખ્મીના તડપથી અને કોઈ મુસીબતમાં સપડાયેલાની આહમાં તે આનંદ આવતો હતો જે જામ અને પ્યાલામાં, અને દુનિયાના સ્વાદિષ્ટથી સ્વાદિષ્ટ ખાવા અને રમણીય દશ્યો જોવામાં તે આનંદ આવતો ન હતો. તમે રોમનો ઈતિહાસ વાંચો, તેના વિજયો, શાંતિ અને સલામતી, કાયદા – કાનૂન વ્યવસ્થા અને સભ્યતાનો દુનિયામાં ડંકો વાગતો હતો, યુરોપના ઈતિહાસકારો તેના વિષે લખે છે કે "રોમવાસીઓ માટે સૌથી અધિક રોચક અને મસ્ત કરી દેનાર દ્રશ્ય એ હતુ કે જયારે આપસમાં તલવારના વાર અથવા ખૂંખાર જાનવરોની લડાઈમાં પરાજિત અને ઘાયલ વ્યકિત કે પ્રાણીને મોતની નજીક છેલ્લી ઘડીએ તકલીફમાં જોતા તે સમયે

રોમનવાસીઓના ધનવાનો અને કઠોર દિલના લોકો આ ભયાનક દ્રશ્યને જોવા માટે એક બીજા પર એવા પડતા કે પોલીસને પણ તેમને કાબૂમાં રાખવા મુશ્કેલ બની જતા હતા (હિસ્ટ્રી ઓફ યુરોપીયન મોરલ્સ – લેકી, તારીખે અખલાકે યુરોપ) રોમન યુગના જલ્લાદ,જેમાં માનવીને પ્રાણીઓ સાથે લડવા પર મજબૂર કરવામાં આવતા, તે માનવીના પથ્થર દિલ હોવાની બદતરીન મિષાલ રજૂ કરે છે, પરંતુ આ માત્ર ઉચ્ચ લોકોનો પ્રિય ધંધો હતો, " તારીખે અખલાક યુરોપ" ના લેખક લેકી આ રમતોની લોક પ્રિયતા બયાન કરતા લખે છે:

*"જલ્લાદીની આ લોકપ્રિયતા એટલા માટે કયારેય આશ્ચર્ય જનક ન રહી કે મનોરંજન જેટલા દ્રશ્યો તેમાં હતા, એટલા કોઈ બીજા ખેલમાં ન હતા, માલદાર લોકોની શ્રેષ્ઠ પોશાક, તમાશો જોનારાઓની ભીડ, તેમની અભિરુચિ, આટલી બધી ભીડ છતાં અપેક્ષિત ખામોશી, એંસી હજાર જબાનોથી એક સાથે શાબાશનું નીકળવું જેની અવાજથી શહેર ગુંજી ઉઠતું, લડાઈમાં ઘડી ઘડીમાં રંગ બદલતા રહેવું. અદ્વિતીય સાહસ, તેમાંની દરેક વસ્તુ પ્રભાવિત કરવા માટે પુરતી છે, આ અત્યાચારી ખેલ – તમાશાને રોકવા માટે આદેશો બહાર પાડવામાં આવ્યા, પરંતુ આ પૂર એવી તેજી સાથે હતું કે કોઈ બંદાથી રોકાતું ન હતુ. (હિસ્ટ્રી ઓફ યુરોપીયન મોરલ્સ – લેકી, તારીખે અખલાક યુરોપ પાન : ૨૩૦, અનુવાદ મવલાના અબ્દુલ માજિદ દરયાબાદી)*

જો કે જાહિલિયતની અસલ સમસ્યા એ હતી કે આખી જિંદગીની ચુલ પોતાની જગ્યાએથી હટી ગઈ હતી, બલ્કે ટુટી ગઈ હતી ,માનવી માનવ રહયો ન હતો, ઈન્સાનિયતનો મુકદમો પોતાના આખરી ચરણમાં ખુદાની અદાલતમાં પેશ હતો, માનવી પોતાની વિરૂધ્ધ ગવાહી આપી ચુકયો હતો, એવી સ્થિતિમાં ખુદાએ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દુનિયામાં મોકલ્યા અને ફરમાવ્યું :

﴿وَمَا أَرْسَلْنَاكَ إِلَّا رَحْمَةً لِلْعَالَمِينَ﴾

*તરજુમો : અને (અય મુહંમદ) અમે તમને સર્વે જગત માટે રહમત બનાવીને મોકલ્યા છે. (સૂરએ અંબિયા : ૧૦૭)*

હકીકતમાં આપણો યુગ બલ્કે કયામત સુધીનો યુગ હઝરત મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન, દાવત અને સદપ્રયાસોના હિસાબમાં છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું પહેલું કામ એ હતું કે તે તલવાર જે માનવીના માથે લટકતી હતી, અને કોઈ સમયે તેના માથા પર પડીને તેનું કામ પૂર્ણ કરી દે, તે તલવારને હટાવી, અને તેને તે ભેટો અર્પણ કરી જેને તેને નવું જીવન, નવી ઉમંગ, નવી ઈઝઝત અને સફળતાની નવી મંજિલ પ્રદાન કરી, અને તેની બરકતથી સભ્યાતા – સંસ્કૃતિ, કલા – કૌશલ્ય, જ્ઞાન – વિજ્ઞાન, આધ્યાત્મય નિષ્ઠા અને ઈન્સાનિયતની રચનાનો એક નવો યુગ શરૂ થયો, હું અહીંયા આપના દ્વારા મળેલ કેટલીક વસ્તુઓનું વર્ણન કરું છું, જેને માનવીજાતના માર્ગદર્શન અને સુધાર તથા માનવતાના વિકાસમાં બુનિયાદી કિરદાર અદા કરી અને જેને લીધે એક નવી દુનિયા અસ્તિત્વમાં આવી.

(૧) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું સૌથી મોટું એહસાન – ઉપકાર એ છે કે આપે દુનિયામાં તવહીદ (એકેશ્વરવાદ ) ના અકીદાનું વરદાન આપ્યું, તેનાથી અધિક ક્રાંતિકારી જીવનદાયી અને ચમત્કારી અકીદો દુનિયાને ન પહેલા મળ્યો અને ન કયામત સુધી કયારેય મળી શકે છે, માનવી જેને શાયરી, તત્વજ્ઞાન અને રાજકારણમાં મોટા મોટા દાવા છે, અને જેને કોમો, દેશોને વખતો વખત ગુલામ બનાવ્યા, ચારે દિશાઓમાં પોતાની હકુમત સ્થાપી, પથ્થરમાં ફૂલ ઉગાડયા અને પહાડોનું કાળજું કાપીને નહેરો કાઢી અને તેને કયારેક ખુદાઈનો પણ દાવો કર્યો, આ પોતાનાથી વધુ વિવશ અને હીન, નિષ્ચેષ્ટ (દિગ્મૂઢ), બે જાન અને મુર્દા તથા કેટલીક વખતે પોતાની બનાવેલી વસ્તુઓ સામે ઝુકતો હતો, તેનાથી ડરતો હતો, તેમની ખુશામત કરતો હતો, આ પહાડો, દરિયાઓ, વૃક્ષો, પ્રાણીઓ, આત્માઓ અને શેતાનો તેમજ કુદરતના વિવિધ રૂપો સામે જ નહિ બલ્કે કીડા – મકોડાને પણ સિજદો કરતો હતો, અને તેનું આખું

જીવન તેનાથી ડર અને ઉમ્મીદમાં પસાર થતું હતું, તેનું પરિણામ કાયરતા, માનસિક તનાવ, અંધશ્રધ્ધા અને અવિશ્વાસ હતું. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને એવા શુધ્ધ, સહજ, જીવનદાયી તવહીદના અકીદાની શિક્ષા આપી. તે અકીદાથી તે ખુદા સિવાયની સૃષ્ટિથી સ્વતંત્ર, નિડર અને નિશ્ચિત બની ગયો. તેનામાં એક નવી શકિત, નવો ઉત્સાહ, નવું શૌર્ય અને નવી વહદત (એક હોવાનો ભાવ) પેદા થઈ. તે કેવળ ખુદાને અસલી માલિક, હાજતો પુરી કરનાર અને નફા – નુકસાન પહોંચાડનાર સમજવા લાગ્યો, તેની નવી શોધથી આખી દુનિયા બદલાય ગઈ તે દરેક પ્રકારની ગુલામી, બંદગી, ભય અને દરેક પ્રકારના તનાવમાંથી મુકત થઈ ગયો, તે વિવિધતામાં વહદત (એક હોવાનો ભાવ) જોવા લાગ્યો, તે પોતાને સમગ્ર સૃષ્ટિમાં ઉત્તમ, આખી દુનિયાનો સરદાર અને વ્યવસ્થાપક તેમજ ખુદાને આધીન અને ફરમાંબરદાર સમજવા લાગ્યો, તેના પરિણામે માનવીની પ્રતિષ્ઠા વધી, જેનાથી આખી દુનિયા વંચિત બની ચુકી હતી.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પછી દરેક જગ્યાએથી તવહીદના અકીદાની ગુંજ (અવાજ) આવવા લાગી. દુનિયાના બધા તત્વજ્ઞાનો અને વિચારધારાઓ ઉપર પ્રભાવ પડયો, તે મોટા ધર્મો જેમની નસ નસમાં શિર્ક અને બહુદેવવાદ ઘર કરી ગયો હતો, તેઓ આ એલાન કરવા પર મજબૂર બન્યા કે ખુદા એક છે, તેઓ પોતાની બહુદેવવાદી વિશ્વાસોની વ્યાખ્યા પર મજબૂર બન્યા અને તેની દાર્શનિક (હિંદુ તત્વજ્ઞાનના છ દર્શનોને લગતું) વ્યાખ્યા કરવા લાગ્યા જેમાં તેમની ઉપર શિર્ક અને બિદઅતનો આરોપ ન આવે અને તે ઈસ્લામી અકીદા તવહીદથી મળતો આવે. તેમને શિર્કના સ્વીકાર પર શરમ અને સંકોચ થવા લાગ્યો, અને સમગ્ર બહુદેવવાદી વ્યવસ્થા, વિચાર, વિશ્વાસ અને હીનતાની ભાવનામાં સંડોવાયા અને આ મહાન ઉપરકારનો એહસાસ એ છે કે તેમને તવહીદની નેઅમત દુનિયાને અર્પણ કરી.

(૨) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું બીજુ મહાન એહસાન (ઉપકાર) માનવ એકતાની પરિકલ્પના છે, જે આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુનિયાને અર્પણ કર્યું, માનવી કોમ, બિરાદરી, જાતિ અને ઊંચ –નીચમાં વહેંચાયેલો હતો અને તેમની વચ્ચે માનવો અને જાનવરો, શેઠ અને ગુલામ તેમજ બંદા અને માલિક જેવો તફાવત હતો, એકતા અને સમાનતા જેવી કોઈ કલ્પના જ ન હતી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સદીઓ પછી પહેલી વાર આ ક્રાંતિકારી અને આશ્ચર્યજનક એલાન કર્યું.

ايهـا الـناس ان ربكم واحِدٌ وإنّ اباكم واحد، كلكم لآدم وآدم من تـراب، إن أكـرمـكـم عندالله أتقاكم ، وليس لعربى على عـجمى فضل إلا بالتقوى

*અર્થાત : લોકો ! તમારો પરવરદિગાર એક જ છે અને તમારા પિતા પણ એક જ છે તમે બધા આદમની અવલાદ છો અને આદમ માટીમાંથી બનેલા હતા. અલ્લાહની નજીક તમારામાં સૌથી વધારે પ્રતિષ્ઠિત તે છે જે તમારામાં સૌથી વધારે પરહેઝગાર હોય, કોઈ અરબને અજમ (બિન અરબ) પર ફઝીલત નથી, પરંતુ તકવાની બુનિયાદ પર. (કન્ઝુલ ઉમ્માલ)*

આ તે શબ્દો છે જે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના આખરી હજમાં એક લાખ ચોવીસ હજારના મહાસંમેલનમાં ફરમાવ્યા હતા. તેમાં બે વહદતો (એક હોવાનો ભાવ)નું એલાન કરવામાં આવ્યું અને તે બે વાસ્તવિકત મજબૂત બુનિયાદો છે, તેની ઉપર માનવજાતની વાસ્તવિક વહદતની ઈમારત બાંધી શકાય છે. અને તેના છાંયડામાં માનવીને અમન અને સલામતી પ્રાપ્ત થઈ શકે છે, અને તે સહયોગ તથા સહાયતાના સિધ્ધાંત પર, માનવતાની તા'મીર (રચના) થઈ શકે છે, આ બે વહદતો શું છે ? એક માનવજાતિના માલિક અને પેદા કરનારની વહદત અને બીજી માનવ વંશના પિતામહની વહદત, એવી રીતે દરેક માનવી બીજા માનવી સાથે બેવડો સંબંધ ધરાવે છે, એક રૂહાની અને હકીકી રીતે, તે એ છે કે બધા માનવો અને સૃષ્ટિઓનો રબ એક જ છે,

બીજો શારીરિક રીતે, તે એ છે કે બધા માનવો એક પિતાની અવલાદ છે, બીજા શબ્દોમાં કહીએ તો 'તવહીદે રબ' (એકેશ્વરવાદ) અને "તવહીદે અબ" (એક પિતા)ની તાલીમ આપી.

જયારે આ એલાન કરવામાં આવ્યું હતું ત્યારે દુનિયા તેને સાંભળવાના મુડમાં ન હતી, આ એલાન તે સમયે ધરતીકંપથી ઓછુ ન હતું, કેટલીક બાબતો એવી હોય છે જે ધીરે ધીરે સહન કરવા યોગ્ય બને છે, વીજળીની હાલત એવી છે કે તેને પર્દામાં રાખીને પકડવામાં આવે છે, પરંતુ વીજળીના કરન્ટને કોઈ ડાયરેકટ પકડી લે તો શરીરમાં તેનો કરંટ ફેલાય જાય છે, અને તેનું કામ પૂર્ણ થઈ જાય છે, આજે જ્ઞાન – વિજ્ઞાન અને માનવ ચિંતનના વિકાસની તે મંઝીલો એ જે ઈસ્લામની દા'વતહ ઈસ્લામી સમાજની સ્થાપના , સુધારકોની કોશિશ દ્વારા હલ થઈ છે, તે ક્રાંતિકારી એલાનને દૈનિક જીવવની હકીકત બનાવી દેવામાં આવી. સંયુકત રાષ્ટ્ર સંઘના સ્ટેજથી, જેને માનવહકોનું જાહેરનામું બહાર પાડયું પ્રત્યેક લોકશાહી તથા દરેક સંસ્થા તરફથી માનવહકો અને સમાનતાની જાહેરાતો કરવામા આવે છે અને કોઈ તેને સાંભળીને આશ્ચર્ય નથી પામતો. પરંતુ એ જમાનો હતો જયારે વિવિધ કામો અને કુટુંબોમાં માફોકુલબશર (મનુષ્યની શકિતથી બહારની વસ્તુ) હોવાનો અકીદો હતો, અને કેટલીક જાતિઓ અને કુટુંબોની વંશવાળી ખુદાથી અને ચાંદ – સૂરજથી જોડવામાં આવતી હતી. કુર્આન શરીફે યહૂદીઓ અને ઈસાઈઓનું કથન નકલ કર્યુ છે, કે અમે ખુદાની લાડલી અને પ્રિય અવલાદ છીએ, وقالت اليهود والنصرى نحن ابناء الله واحبائه મિસરના ફિરઓન પોતાને સુરજ દેવતાના અવતાર માને છે, હિન્દુસ્તાનમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી કુટુંબો આબાદ હતા, ઈરાનના બાદશાહોની ઉપાધિ કિસરા (ખુસરો) હતી તેમનો દાવો હતો કે તેમની રગોમાં ખુદાઈ ખુન છે, ઈરાનવાસીઓ બાદશાહોને તે જ નજરે જોતા હતા. તેમનુ માનવું હતુ કે આ પેદાઈશથી બાદશાહોના ખમીરમાં કોઈ પવિત્ર આસમાની ચીઝ દાખલ છે, કિયાની વંશના છેલ્લા ઈરાની સમ્રાટનું નામ યજદગર્દ બતાવવામાં આવે છે, તે અને ઈરાનીઓ તેમને ખુદાના નજીકના પ્રિય અને સાથી સમજે છે.

ચીની લોકો પોતાના બાદશાહને આસમાનનો પુત્ર સમજે છે, તેમનો અકીદો હતો કે આકાશ નર (પુરુષ) અને જમીન માદા (સ્ત્રી) છે, તે બંનેના મેળાપથી બ્રહમાંડની રચના થઈ, અને બાદશાહ તે જોડાના પેહલા પુત્ર છે, (તારીખે ચીન) આરબો પોતાના સિવાયના અન્ય લોકોને મુંગા અને અજમી કહેતા હતા, તેમાં સૌથી પ્રતિષ્ઠિત કબીલો કુરૈશ, બીજા અરબોથી પણ પોતાને શ્રેષ્ઠ સમજતા હતા અને આ શ્રેષ્ઠતાને લીધે હજના ઉમૂમી સંમેલનમાં પણ પોતાની વિશિષ્ટતા કાયમ રાખતો હતો, કુર્આને આ સ્થિતિ અને હાલાતમાં એલાન કર્યું.

﴿يَا أَيُّهَا النَّاسُ إِنَّا خَلَقْنَاكُم مِّن ذَكَرٍ وَأُنثَىٰ وَجَعَلْنَاكُمْ شُعُوبًا وَقَبَائِلَ لِتَعَارَفُوا إِنَّ أَكْرَمَكُمْ عِندَ اللَّهِ أَتْقَاكُمْ إِنَّ اللَّهَ عَلِيمٌ خَبِيرٌ﴾

*તરજુમો: હે લોકો ! બેશક, અમે તમને એક પુરુષ અને એક જ સ્ત્રી (આદમ–હવ્વા અલૈ.)થી પેદા કર્યા અને અમે તમારી અનેક કૌમો અને કુટુંબો બનાવ્યાં કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક, અલ્લાહને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે જે વધુ પરહેઝગાર હોય. બેશક, અલ્લાહ સર્વજ્ઞ, ખબર રાખનાર છે. (સૂરએ હુજૂરાત: ૧૩)*

અને કુર્આનની એક એવી સૂરતમાં જે કુર્આનની પ્રસ્તાવના (ફાતિહા) અને સૌથી વધુ પઢવામાં આવતી સૂરત છે . તેમાં ફરમાવ્યું :

﴿الْحَمْدُ لِلَّهِ رَبِّ الْعَالَمِينَ﴾

*તરજુમો : સર્વ વખાણ અલ્લાહને જ માટે છે, જે દરેક (જુદા જુદા) જગતનો પરવરદિગાર છે. (સૂરએ ફાતિહા : ૧)*

(૩) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો ત્રીજો મહાન ઉપકાર માનવ સન્માન અને માનવ મુલ્યની તે ઈસ્લામી પરિકલ્પના છે, જે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બક્ષિસ અને ઈસ્લામની ભેટ છે, ઈસ્લામનો ઉદય જે જમાનામાં થયો તે જમાનમાં માનવીથી વધારે કોઈ અપમાનિત ન હતું, તેનું અસ્તિત્વ બે કિંમત અને બે હકીકત બની ગયું હતું, કેટલીક વખતે પાલતુ પ્રાણીઓ, કેટલાક વૃક્ષો જેની સાથે કેટલાક

અકીદાઓ જોડાય ગયા હતા, માનવીથી તે અધિક કિમતી, માનનીય અને રક્ષાને પાત્ર હતા, તેમના માટે નિ : સંકોચ પણે માનવોની જાનો લેવામાં આવતી હતી, માનવીના ખૂન અને માસનો ચઢાવો ચઢાવવામાં આવતો હતો, આજે પણ કેટલાક મોટા વિકિસત દેશોમાં તેના નમૂનાઓ જોવા મળે છે, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માનવીના દિલ અને દિમાગ પર આ ચિત્ર બેસાડી દીધું કે માનવી આ સષ્ટિમાં સૌથી વધુ કિમતી, માનનીય પ્રેમને લાયક અને રક્ષા પાત્ર છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માનવનું મકામ એટલ બુલંદ કર્યો કે તેના ઉપર કેવળ ખાલિકે કાઈનાત (સૃષ્ટિના સર્જક) ની હસ્તી છે, કુર્આને એલાન કર્યુ કે તે ખુદાનો નાયબ છે, સમગ્ર દુનિયા અને દુનિયાનું કરખાનું તેના માટે જ બનાવવામાં આવ્યું છે,

﴿هُوَ الَّذِىْ خَلَقَ لَكُم مَّا فِىْ الأَرْضِ جَمِيْعاً﴾

*તરજુમો : તે જ પવિત્ર હસ્તી છે કે જેણે તમારા ફાયદા માટે જે કંઇ પૃથ્વીમાં છે તે સઘળું ઉત્પન્ન કર્યું, (સૂરએ બકરહ: ૨૯)*

તે અશ્રફુલ મખ્લુકાતને આ દુનિયાનો પ્રમુખ બનાવવામાં આવ્યો છે.

﴿وَلَقَدْ كَرَّمْنَا بَنِىْ آدَمَ وَحَمَلْنَاهُمْ فِىْ الْبَرِّ وَالْبَحْرِ وَرَزَقْنَاهُم مِّنَ الطَّيِّبَاتِ وَفَضَّلْنَاهُمْ عَلَى كَثِيْرٍ مِّمَّنْ خَلَقْنَا تَفْضِيْلاً﴾

*તરજુમો : અને અમે આદમ (અલૈ.)ની અવલાદને ઇઝઝત આપી અને અમે તેમને જમીન તથા સમુદ્રમાં સવારી આપી અને અમે તેમને સ્વચ્છ વસ્તુઓથી રોજી આપી અને અમે તેમને અમારી મખ્લૂકમાંથી ઘણાંઓ કરતાં શ્રેષ્ઠતા આપી વધારી દીધા. (સૂરએ બની ઈસરાઈલ : ૭૦)*

તેનાથી વધારે તેની પ્રતિષ્ઠા (ઈઝઝત) કઈ હોય શકે કે સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યું માનવી ખુદાનું પરિવાર છે, ખુદાને પોતાના બંદાઓમાં સૌથી વધુ પ્રિય તે છે જે તેના પરિવાર સાથે સારો વર્તાવ કરે અને તેને આરામ પહોંચાડે.

الخلق عيال الله فاحب الخلق الى الله من احسن الى عياله.

*(મિશ્કાત – બયહકી)*

ઈન્સાનિયતની બુલંદી અને ખુદાથી તેની નજદીકીથી વધું શું હોય શકે ? જે એક હદીસે કુદસીમાં છે, ફરમાવ્યું અલ્લાહ તઆલા કયામતના દિવસે કહેશે," હે આદમના બેટા ! હું બીમાર હતો, તું મને જોવા ન આવ્યો? બંદો કહેશે કે પરવદિગાર ! હું તારી ઈઆદત શું કરી શકું ? તુ તો રબ્બુલ આલમીન છે, ઈર્શાદ થશે શું તને ખબર ન પડી" મારો ફલાણો બંદો બીમાર પડયો હતો તું તેની ઈયાદતે ન ગયો, તને ખબર ન હતી કે અગર તું તેની ઈયાદત કરતો તો તું મને તેની પાસે પામતો, પછી ઈર્શાદ થશે, હે આદમના બેટા ! તારાથી મેં ખાવાનું માગ્યું હતુ તે મને ખાવાનું ન આપ્યું, બંદો અરજ કરશે, પરવરદિગાર ! હું તને કઈ રીતે ખાવાનું ખવડાવી શકતો હતો ? તું તો રબ્બુલ આલમીન છે, ઈર્શાદ થશે શું તને તેની ખબર ન પડી કે મારા ફલાણા બંદાએ તારાથી ખાવાનું માગ્યું હતુ તે તેને ન ખવડાવ્યુ, શું તને તેની ખબર ન હતી કે જો તું તેને ખાવાનું ખવડાવતો તો તું મને તેની પાસે પામતો, હે આદમના બેટા ! તારાથી પાણી માંગ્યુ, તે મને પાણી ન પીવડાવ્યું, બંદો અરજ કરશે, હે રબ! હું તને કઈ રીતે પાણી પીવડાવી શકતો ? તું તો રબ્બુલ આલમીન છે, ઈર્શાદ થશે, તારાથી મારા ફલાણા બંદાએ પાણી માંગ્યું હતું, તે તેને પાણી ન આપ્યું. તને ખબર ન હતી કે તું તેને પાણી પીવડાવતો તો તું મને તેની પાસે પામતો," (મુસ્લિમ)

જે ધર્મ તવહીદમાં માનતો હોય, શું ઈન્સાનિયતની બુલંદી અને પ્રિયતાનું તેનાથી વધીને તેમા એલાન થઈ શકે છે ? અને શું દુનિયાના કોઈ ધર્મે અને દર્શનશાસ્ત્રે માનવીને આ સ્થાન આપ્યું છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ખુદાની રહમત અને કૃપા માટે ઈન્સાનો પર રહમની શર્ત અને તેની સૌથી મોટુ કારણ બતાવ્યું છે, ફરમાવ્યું ,

الراحمون يرحمهم الرحمن، ارحموا من فى الارض يرحمكم من فى السماء

*અર્થાત : રહમત કરનારાઓ પર રહમાનની રહમત હોય છે, જો તમે જમીનવાળાઓ પર રહમ કરશો તો તે જે આસ્માન પર છે, તે તમારા પર રહમત નાઝિલ ફરમાવશે, (અબૂ દાઉદ)*

**હાલીએ આ હદીસનો મતલબ આ રીતે બયાન કર્યો છે**

*કરો મહેરબાની તુમ એહલે જમી પર*
*ખુદા મહેરબાન હોગા અર્શે બરી પર*

**તમે વિચાર કરો કે માનવ એકતાની છાપ દિલોમાં બેસાડવા અને માનવ સન્માનનું યકીન દિનમાં પેદા કરવા માટે જયારે આ પ્રયત્નો ન થયા હતા, ત્યારે માનવીનો શું હાલ થશે ? એક માનવીની સામાન્ય (તુચ્છ) ઈચ્છા ની કિંમત હજારો માનવીઓથી વધારે હતી, બાદશાહ ઉઠતા હતા તો દેશોના દેશોને તબાહ કરી દેતા હતા, સિકંદર ઉઠયો જેવી રીતે કબડ્ડી રમે છે, હિન્દુસ્તાન સુધી આવ્યો, અને કોમો તેમજ સભ્યતા – સંસ્કૃતિના ચિરાગને ઓલવી નાખ્યો, સિઝર ઉઠયો અને માનવોનો એવી રીતે શિકાર ખેલ્યો જેવી રીતે જંગલી જાનવરોનો શિકાર કરવામાં આવે છે, આપણા જમાનામાં પણ બે વિશ્વ યુધ્ધો થયા, જેના કારણે લાખો લોકોએ જાન ગુમાવ્યા, અને આ કેવળ રાષ્ટ્રીય ગર્વ – રાજનૈતિક, ચોધરાહટ, સત્તાલાલસા, અથવા વેપારી કોઠીઓ પર કબ્જો કરવાનું પરિણામ હતું, અલ્લામહ ઈકબાલે સાચુ કહયું છે.**

*અભિ તક આદમી સૈદે જબૂન – એ – શહર યારી હે*
*કયામત હે કે ઈન્સાં નૌએ ઈન્સાંકા શિકારી હૈ.*

**(૪) ક્રાંતિકારી કારનામું એ છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આગમન સમયે માનવજાતિના મોટા ભાગના લોકો પણ માનવ સ્વભાવથી બદગુમાની અને ખુદાની રહમતથી નિરાશા એક આમ વાતાવરણ હતું, આ માનસિક સ્થિતિ પેદા કરવામાં એશિયાના કેટલાક પ્રાચીન ધર્મો અને મધ્ય – પૂર્વ તેમજ યુરોપની પરિવર્તિત ઈસાઈ ધર્મે પણ સમાન ભાગ ભજવ્યો હતો. હિન્દુસ્તાનના પ્રાચીન ધર્મોના પરિણામે આવાગમન ના દર્શન શાસ્ત્ર (વિજ્ઞાન) દ્વારા જેમાં માનવીના**

ઈરાદાનો કોઈ દખલ નથી, અને જેમના અનુસાર દરેક માનવીને પોતાના પહેલા જન્મના કાર્યો અને અપરાધોની સજા ભોગવવી જરૂરી છે. ઈસાઈય્યતે માનવીનું પેદાઈશી ગુનેહગાર હોવું અને તેના માટે હઝરત ઈસા મસીહનો કફ્ફારો (પ્રાયશ્ચિત) આપવાની જરૂરતના અકીદાના નતીજામાં તે સમયના સુસંસ્કૃત લાખો – કરોડો લોકો જે તેને માનનારા હતા, પોતાના જીવનની બદગુમાની અને પોતાના ભવિષ્ય અને ખુદાની રેહમતથી નિરાશ જોવા મળતા હતા.

મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પુરી તાકત અને સ્પષ્ટતા સાથે જાહેર કર્યુ કે માનવીનો સ્વભાવ એક સાદી – કોરી સ્લેટ જેવો છે જેની ઉપર પહેલાથી કઈ લખેલું નથી, તેની ઉપર સારામાં સારુ લખાણ લખી શકાય છે, માનવી પોતાની જિંદગીની શરૂઆત પોતે કરે છે, અને પોતાના સારા કે ખરાબ કર્યોથી પોતાની આખિરત સુધારે કે બગાડે છે, તે બીજાના કાર્યોનો જવાબદાર કે ઝિમ્મેદાર નથી, કુર્આને મજીદે વખતો વખત તેનું એલાન કર્યુ છે કે આખિરતમાં કોઈ બીજાનુ વજન – બોજો ઉઠાવી શકશે નહીં. અને તેના હિસ્સામાં તેની કોશિશોનું પરિણામ આપવાનું છે, માનવીના પ્રયત્નોનું પરિણામ અવશ્ય જાહેર થશે. અને તેને તેનો સંપૂર્ણ બદલો મળવાનો છે.

﴿ أَلَّا تَزِرُ وَازِرَةٌ وِزْرَ أُخْرَىٰ وَأَن لَّيْسَ لِلْإِنسَانِ إِلَّا مَا سَعَىٰ
وَأَنَّ سَعْيَهُ سَوْفَ يُرَىٰ ثُمَّ يُجْزَاهُ الْجَزَاءَ الْأَوْفَىٰ ﴾

*તરજુમો : આ વાત (તે સહીફાઓમાં છે) કે કોઇ (પાપનો) બોજો ઉઠાવનાર બીજા(ના પાપ)નો બોજો ઉઠાવી શકતો નથી. (૩૮) અને એ (પણ તેમાં છે) કે માણસને તે જ મળે છે જે તેણે કમાણી કરી. (૩૯) અને એ (પણ છે) કે માણસની કરણી અવશ્ય જોવામાં આવશે. (૪૦) પછી તેનો તેને પૂરેપૂરો બદલો આપવામાં આવશે.*

*(સૂરએ નજમ : ૩૮ થી ૪૧)*

આ એલાનથી માનવીની ફિતરત (સ્વભાવ) અને પોતાની સલાહિયતો (ક્ષમતા)ઓ પર વિશ્વાસ બેસી ગયો જે બિલકુલ વિચલિત

બનીને ડગમગી ગયો, તે નવા સંકલ્પ – વિશ્વાસ અને ઉત્સાહ સાથે પોતાની અને ઈન્સાનિયતની તકદીર ચમકાવવા અને પોતાનું ભાગ્ય જગાડવામાં સક્રિય બની ગયો.

મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ગુનાહો –ભુલો અને ગલતીઓને એક અસ્થાયી હાલત બતાવી છે, જેમાં માનવી કયારેક પોતાની નાદાની – લોભ – લાલચ, નફસ અને શયતાનના બહેકાવાથી તેમાં લાગી જાય છે, નેક સ્વભાવ, લાજ – શરમ માનવીના સ્વભાવનો અસલ તકાદો અને માનવીનો જોહર છે, પોતાની ગલતીઓનો ઈકરાર કરવો, તેની ઉપર પસ્તાવો કરવો, ખુદાની સામે રડી – કકડીને પોતાના ગુનાહોની માફી માંગવી અને હવે ગુનાહો ન કરવાનો પાકો ઈરાદો કરવો, માનવીની શરાફત અને આદમની વિરાસત છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ દુનિયાના નિરાશ, તુટેલા દિલો અને ગુનાહોની જાળમાં ફસાયેલા માનવીને તોબાનો એવો દરજો બતાવ્યો તેમજ એવો જોર – શોરથી પ્રચાર કર્યો કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેના જીવંત કરનાર કહેવું ખોટુ નથી, એટલા માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના નામોના એક نبی التوبہ (તવબાના પયગમ્બર) પણ છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તવબહને એક મજબૂરીના દરજામાં રજૂ કરી નથી, બલ્કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તેના ફઝાઈલ બયાન કર્યા અને તેનું સ્થાન એટલુ ઉચું કર્યુ કે તે એક ઉચ્ચ દરજાની ઈબાદત અને ખુદાને રાજી કરવાનું એક સાધન બની ગયું કે તેની ઉપર મોટા – મોટા ઈબાદત ગુઝારો રશ્ક કરવા લાગ્યા.

કુર્આન મજીદ આ વિશાળ રહમત પર ગુનેહગારોની તવબહ કબૂલ કરી મોટા – મોટા ગુનાહો માફ કરવાનો અંદાજ બયાન કરે છે, ગુનેહગાર બંદાઓ અને નફસ – શયતાનના જખ્મી બંદાઓને ખુદાની પનાહમાં આવવાનું એલાન કરે છે અને ગુનેહગાર બંદાઓના હકમાં ખુદાનુ રહીમ અને કરીમ, હલીમ અને ફૈયાજની સાથે – સાથે તેમની સાચી કદર કરનાર પણ છે, અલ્લાહ તઆલા ફરમાવે છે.

﴿قُلْ يَا عِبَادِيَ الَّذِينَ أَسْرَفُوا عَلَى أَنفُسِهِمْ لَا تَقْنَطُوا مِن رَّحْمَةِ اللَّهِ إِنَّ اللَّهَ يَغْفِرُ الذُّنُوبَ جَمِيعاً إِنَّهُ هُوَ الْغَفُورُ الرَّحِيمُ﴾

*તરજુમો : (હે નબી સલ. ! મારા તરફથી લોકોને) આપ ફરમાવી દો કે હે મારા તે બંદાઓ ! જેમણે (ગુનાહો કરી) પોતાના ઉપર બેહદ જુલ્મ કર્યો છે તમે અલ્લાહની રહમતથી નિરાશ થશો નહિ. બેશક, અલ્લાહ (પાછલા) સૌ ગુનાહ માફ કરી દેશે, બેશક તે જ (ગુનાહ) બખ્શનાર મહા દયાળુ છે. (સૂરએ ઝૂમર : ૫૩)*

**એક બીજી આયતમાં ગુનેહગાર બંદાઓના હકમાં ફરમાવ્યુ :**

﴿وَسَارِعُواْ إِلَى مَغْفِرَةٍ مِّن رَّبِّكُمْ وَجَنَّةٍ عَرْضُهَا السَّمَاوَاتُ وَالأَرْضُ أُعِدَّتْ لِلْمُتَّقِينَ الَّذِينَ يُنفِقُونَ فِي السَّرَّاء وَالضَّرَّاء وَالْكَاظِمِينَ الْغَيْظَ وَالْعَافِينَ عَنِ النَّاسِ وَاللّهُ يُحِبُّ الْمُحْسِنِينَ وَالَّذِينَ إِذَا فَعَلُواْ فَاحِشَةً أَوْ ظَلَمُواْ أَنْفُسَهُمْ ذَكَرُواْ اللّهَ فَاسْتَغْفَرُواْ لِذُنُوبِهِمْ وَمَن يَغْفِرُ الذُّنُوبَ إِلاَّ اللّهُ وَلَمْ يُصِرُّواْ عَلَى مَا فَعَلُواْ وَهُمْ يَعْلَمُونَ أُوْلَـئِكَ جَزَآؤُهُم مَّغْفِرَةٌ مِّن رَّبِّهِمْ وَجَنَّاتٌ تَجْرِي مِن تَحْتِهَا الأَنْهَارُ خَالِدِينَ فِيهَا وَنِعْمَ أَجْرُ الْعَامِلِينَ﴾

*તરજુમો : અને પોતાના પરવરદિગારની બખ્શિસ તથા તે જન્નત તરફ દોડો કે જેની પહોળાઇ આકાશો અને પૃથ્વી સમાન છે, (અને) જે અલ્લાહથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે; (૧૩૩) જેઓ સુખમાં અને તંગીમાં દાન આપ્યા જ કરે છે અને ક્રોધને દબાવે છે, તેમજ લોકો(ના અપરાધ)ને માફ કરે છે અને અલ્લાહ એવા ભલાઇ કરનારાઓને દોસ્ત રાખે છે. (૧૩૪) અને એવા લોકો કે જ્યારે કદી કોઇ નિર્લજ્જ કામ (જેમ કે વ્યભિચાર વગેરે) કરી બેસે છે અથવા પોતાના હકમાં ખોટું કામ કરી લે છે, તો (તરત) અલ્લાહને યાદ કરે છે. ફરી પોતાના ગુનાહોની માફી ચાહે છે અને અલ્લાહ સિવાય ગુનાહોને કોણ માફ કરી શકે છે ? અને તેઓ પોતાના (બુરા)*

*કામ પર જાણી જોઇ અડી પણ રહેતા નથી. (૧૩૫) એવા લોકોનો જ બદલો તેમના પરવરદિગાર તરફથી બખ્શિશ છે અને (સ્વર્ગના) એવા બગીચા છે જેની નીચે નહેરો વહે છે. તે બગીચાઓમાં જ તેઓ સદા રહેશે અને (સારા) કામ કરનારાઓનો કેવો સરસ બદલો છે.*

***(સૂરએ આલિ ઈમરાન : ૧૩૩ થી ૧૩૬)***

**તેનાથી આગળ વધીને અમલ કરનાર અને સારા લોકોની અગલ – અલગ સિફાત બયાન કર્યા, આ નુરાની વિષયોની શરૂઆતમાં ઈબાદત કરનારા જાહીદોને બદલે તવબહ કરનારા લાવ્યા, કુર્આને મજીદની આ સૂરતનુ નામ જ સૂરએ તવબહ છે. ફરમાવ્યું :**

﴿التَّائِبُونَ الْعَابِدُونَ الْحَامِدُونَ السَّائِحُونَ الرَّاكِعُونَ السَّاجِدونَ الآمِرُونَ بِالْمَعْرُوفِ وَالنَّاهُونَ عَنِ الْمُنكَرِ وَالْحَافِظُونَ لِحُدُودِ اللّهِ وَبَشِّرِ الْمُؤْمِنِينَ﴾

*તરજુમો : તે (જિહાદ કરનારા)ઓ તૌબા કરનારા, બંદગી કરનારા, હમ્દ કરનારા, રોઝહ રાખનારા, રુકૂઅ કરનારા, સિજદા કરનારા, નેક કામનો હુકમ કરનારા, બુરી વાતોથી રોકનારા અને અલ્લાહની (મુકર્રર કરેલી) હદો (હુકમો)ને જાળવનારા છે અને (હે નબી સલ. !) એવા ઇમાનવાળાઓને (જન્નતની) ખુશખબર સંભળાવી દો. (સૂરએ તવબહ : ૧૧૨)*

**આ પ્રતિષ્ઠાની અને વિશ્વાસની એક જવલંત મિષાલ એ છે કે જયારે કુર્આનની જબાનથી તે ત્રણ સહાબા (રદી.)ની તવબહની કબૂલિયતનું એલાન કરવામાં આવ્યું છે, જે ગઝવહ – એ – તબૂકના મોકા પર (જેમાં હાજરી આવશ્યક હતી,) યોગ્ય કારણ વગર મદીનામાં રોકાય જઈને ભારે કોતાહી કરી, તો તેમનું વર્ણન કરતા પહેલાં પયગમ્બર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને મુહાજિરો તેમજ અન્સારનું બયાન કર્યુ,જેમનાથી આ મોકા પર કોઈ ભુલ થઈ ન હતી, પરંતુ તે ત્રણ પાછળ રહી જનારાઓને પોતાની એકલતા અને પાછળ રહી જવાનો એહસાસ ન થાય, અને તેઓ પર કોઈ આંગળી ઉઠાવી ન શકે, અને તેમની ઉપર તથા**

કયામત સુધી કુર્આન પઢનારા પર આ વાત જાહેર થઈ જાય કે તેમની અસલ જગ્યા અને અસલ જમાઅત આ સાચા લોકો મુહાજિરીન અને અન્સારની પેહલી સફના લોકો છે, તવબહની કબૂલિયત, તવબહ કરનારની કબૂલિયત અને માનસિક રીતે ઉપચારકની તેનાથી વધુ રોમાંચક અને શ્રેષ્ઠ મિષાલ ઈતિહાસમાં મળવી મુશ્કેલ છે, ફરમાવ્યું,

﴿لَقَد تَّابَ الله عَلَى النَّبِيِّ وَالْمُهَاجِرِينَ وَالأَنصَارِ الَّذِينَ اتَّبَعُوهُ فِي سَاعَةِ الْعُسْرَةِ مِن بَعْدِ مَا كَادَ يَزِيغُ قُلُوبُ فَرِيقٍ مِّنْهُمْ ثُمَّ تَابَ عَلَيْهِمْ إِنَّهُ بِهِمْ رَؤُوفٌ رَّحِيمٌ وَعَلَى الثَّلاَثَةِ الَّذِينَ خُلِّفُواْ حَتَّى إِذَا ضَاقَتْ عَلَيْهِمُ الأَرْضُ بِمَا رَحُبَتْ وَضَاقَتْ عَلَيْهِمْ أَنفُسُهُمْ وَظَنُّواْ أَن لاَّ مَلْجَأَ مِنَ اللّهِ إِلاَّ إِلَيْهِ ثُمَّ تَابَ عَلَيْهِمْ لِيَتُوبُواْ إِنَّ اللّهَ هُوَ التَّوَّابُ الرَّحِيمُ﴾

*તરજુમો : બેશક, અલ્લાહ નબી પર મહેરબાન થયો અને મુહાજિરો તથા અન્સાર ઉપર પણ (મહેરબાન થયો) કે જેઓ સખ્તીની ઘડીમાં નબીની સાથે રહ્યા. એ પછી કે તેઓમાંથી થોડાકનાં દિલ ફરી જવાની અણી પર હતાં. પછી તેણે તેઓ પર કૃપા કરી (સંભાળી લીધાં). બેશક, તે તેમના સૌના ઉપર ઘણો જ માયાળુ (અને) ....દયાળુ છે (૧૧૭) અને પેલા ત્રણ માણસો ઉપર પણ (મહેરબાની કરી,) જેમનો મામલો મુલતવી હતો. એટલે સુધી (વાત પહોંચી ગઇ) કે જ્યારે તેઓ પર પૃથ્વી પોતાની વિશાળ હોવા છતાં સંકુચિત થવા લાગી અને તેઓ પોતે પોતાની જાનથી પણ તંગ આવી ગયા અને તેઓ સમજ્યા કે અલ્લાહ(ની પકડ)થી કતયાંય પનાહ મળી શકતી નથી, પરંતુ તેની જ તરફ (પનાહ લેવામાં બચાવ છે.) ફરી તેણે તેઓ પર કૃપા કરી કે જેથી તેઓ ભવિષ્યમાં પણ (અલ્લાહ તરફ) રજૂ થાય. બેશક, અલ્લાહ ઘણો મહેરબાન (અને) દયાળુ છે.*

*(સૂરએ તવબહ : ૧૧૭ – ૧૧૮)*

તે સિવાય એક ઉસૂલ (નિયમ) પ્રમાણે આ એલાન કર્યુ કે ખુદાની

રહેમત દરેક વસ્તુ પર હાવી અને ખુદાના ગુસ્સા પર છવાએલી છે, ફરમાવ્યું,

﴿وَرَحْمَتِىْ وَسِعَتْ كُلَّ شَىْءٍ﴾

*તરજુમો : મારી રહમત દરેક વસ્તુ પર છવાયેલી અને ઢંકાયેલી છે. (સૂરએ અઅરાફ : ૧૫૬)*

એક હદીસે કુદસીમાં છે

ان رحمتی سبقت غضبی

*અર્થાત : મારી રહમત મારા ગુસ્સા પર ગાલિબ (છવાયેલી) છે,*

પછી તેને નિરશાને પણ કુફ્ર અને જહાલતનો પર્યાય કરાર દીધો. કુર્આનમાં એક જગ્યાએ હઝરત યાકુબ (અલૈ) ની જબાની કહેવડાવ્યું .

﴿إِنَّهُ لَا يَيْأَسُ مِن رَّوْحِ اللّٰهِ إِلَّا الْقَوْمُ الْكَافِرُونَ﴾

*તરજુમો : બેશક, અલ્લાહની રહમતથી તે લોકો જ નિરાશ થાય છે, જે કાફિર છે. (સૂરએ યુસૂફ – ૮૭)*

બીજી જગ્યાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું કથન નકલ કર્યુ છે

﴿قَالَ وَمَن يَقْنَطُ مِن رَّحْمَةِ رَبِّهِ إِلَّا الضَّالُّونَ﴾

*તરજુમો: તેમણે કહ્યું કે પોતાના પરવરદિગારની રહમતથી ગુમરાહ લોકોના સિવાય બીજો કોણ નિરાશ થાય છે. (સૂરએ હિજ્ર : ૫૬)*

આવી રીતે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તવબહની ફઝીલત અને પ્રેરણા તથા ખુદાની વિશાળતાનું એલાન કરી નિરાશામાં ઘેરાયેલી અને ક્રોધ તેમજ પ્રભાવની જાહેરાતોથી (જેમાં યહૂદી ઉલમા અને પવિત્ર કિતાબના વિવેચકોનો) અતિરેક તેમજ ફિતરતી દુશ્મન ઈસાઈ પાદરીઓ એ મહત્વનો ભાગ ભજવ્યો હતો) ભયભીત બનેલી માનવતાને નવી જિંદગીનો પયગામ આપ્યો, તેના નિરાશ અને દુઃખી દિલમાં નવી રૂહ ફૂંકી, તેને તસલ્લી (ધૈર્ય) આપી અને તેના ધૂળ ગ્રસ્ત જીવવને માન – સન્માન અને આત્મવિશ્વાસ અર્પી મહાનતાના મિનારે પહોંચાડયો.

(૫)નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પાંચમો અવિસ્મરણીય ઉપકાર, એક અમૂલ્ય ઉપહાર, દીન અને દુનિયાની વહદત (એક હોવાનો ભાવ)ની પરિકલ્પના અને આ ક્રાંતિકારી બોધ છે કે આ કોઈ હકીકી તફાવત નથી,માત્ર સમજનો તફાવત છે, માનવીના કાર્યો, અખલાક અને તેનાથી પેદા થનારા પરિણામોની નિર્ભરતા, માનવીની માનસિક સ્થિતિ, કાર્યોના કારણે અને તેના મકસદ પર છે, જેને ઈસ્લામમાં, શરીઅતમાં, "નિય્યત" કહે છે, તેની નજીક કોઈ વસ્તુ દુનિયા છે, અને કોઈ વસ્તુ દીન છે, તેની નજીક ખુદાની રઝા (ખુશી) ની ઈચ્છા, ઈખ્લાસ અને તેના હુકમની ફરમાંબરદાની ભાવના મોટા – મોટા દુનિયાના કાર્યો, અહિંયા સુધી કે હુકુમત, યુધ્ધ, દુનિયાની નેઅમતો, નફસના તકાદાઓ, મહેનત – મજૂરી, જાઈઝ તફરીહ( (હરવું – ફરવું) ગ્રુહસ્થ જીવન, બધુ ઉચ્ચ દરજાની ઈબાદત, અલ્લાહની નજદીકીનું કારણ, ઉચ્ચથી ઉચ્ચ મકામ વિલાયત સુધી પહોંચવાનું માધ્યમ અને દીન બની શકે છે, તેનાથી ઉલ્ટુ મોટી ઈબાદત અને દીની કામો જે ખુદાની પ્રસન્નતાથી ખાલી હોય (અહીંયા સુધી કે ફરજ ઈબાદતો, હિજરત, જિહાદ, કુરબાની, ઝિક્ર, તસ્બીહ) કેવળ દુનિયા અને એવો અમલ કરાર પામશે જેના પર કોઈ અજ્ર અને સવાબ પ્રાપ્ત થશે નહિ.

પ્રાચીન ધર્મોએ જિંદગીને બે વિભાગો (દીન અને દુનિયા) માં વહેચી દીધી હતી, અને દુનિયાને બે કંપનીઓમાં દુનિયાવાળા અને દીનવાળામાં વહેંચી દીધી હતી, જે કેવળ એક બીજાથી અલગ જ નહિ પરંતુ એક બીજા વચ્ચે મોટી ખાય હતી. તેમની નજીક દીન અને દુનિયામાં વિરોધ અને ઘોર દ્વેષ હતો કે જેમને તેમનાથી કોઈ એક સાથે મેળમેળાપ પેદા કરવી હોય, તેને બીજાથી સંબંધ તોડવાનો અને યુધ્ધનું એલાન કરવાનું જરૂરી હતું, કોઈ માનવી એક સમયે આ બંને નૌકાઓમાં સવાર ન થઈ શકતો, રોજી – રોટી મેળવવી ખુદાથી ગફલત અને ખુદાને ભુલ્યા વગર, હુકુમત, દીની, અખલાકી તાલીમાતથી નજર અંદાજ કરીને અને ખુદાના ભયથી મુકત બનીને અને દુનિયાદાર બનવું દુનિયા છોડયા વગર વિચારી પર શકાતુ ન

હતું. સ્વભાવિક રીતે માનવી આરામ પસંદ અને આનંદી છે.ધર્મની એવી પરિકલ્પના જેમાં દુનિયાના કોઈ જાઈઝ લાભ,પ્રગતિ અને ઉચ્ચતા, તાકત, હુકુમતની કોઈ ગુંજાઈશ ન હોય, મોટા ભાગના માનવોને સ્વીકાર્ય ન હતી, પરિણામ એ આવ્યું કે દુનિયાના સભ્ય, બુધ્ધિમાન, યોગ્ય અને વ્યવહારિક માનવોની મોટી સંખ્યા એ પોતાના માટે "દીન"ને બદલે 'દુનિયા' પસંદ કરી અને તેના ઉપર પોતાને રાજી કરી લીધો, તે દરેક પ્રકારની દીની પ્રગતિથી નિરાશ થઈને દુનિયાની પ્રાપ્તી અને તેના વિકાસમાં લાગી ગયો,દીન અને દુનિયાના આ વિરોધાભાસને એક ધાર્મિક હકીકત સમજીને માનવોના અનેક વર્ગોએ ધર્મને છોડી દીધો રાજકરણ અને સરદારીએ ધર્મના વડાઓ અને ચર્ચથી બગાવત શરૂ કરી અને તેની બધી પાબંદીઓથી પોતાને આઝાદ કરી દીધો. માનવી સાંકળ વગરના હાથી અને સમાજ દોરડા વગરના ઊંટ જેવો બની ગયો. દીન અને દુનિયાની આ સ્પર્ધામાં કેળવ આ કે ધર્મ અને નૈતિકતાના અસરમાં કમજોરી અને માનવ સમાજ તથા માનવ જીવનને તેની બરકત અને રહમતથી વંચિત કરી દીધો, બલ્કે તે ઈલ્હાદ (દીનથી ફરી જવું) અને અધર્મનો દરવાજો ખુલ્યો જેનો સૌથી પહેલું શિકાર યુરોપ બન્યું, પછી દુનિયાની બીજી કોમો , જે યુરોપની વિચારધારા અથવા સત્તાના પ્રભાવમાં આવી તેનાથી પ્રભાવિત થઈ કોઈ થોડી, કોઈ વધારે, વર્તમાન દુનિયાની સ્થિતિ જેમાં ધર્મ અને અખલાકની પડતી અને ભોગ વિલાસ પોતાની ચરમસીમાએ પહોંચી ગયો છે, આ જ દીન અને દુનિયાના ફર્ક (ભેદ) નું પરિણામ છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નો એ મહાન ચમત્કાર અને ઈન્સાનો માટે મહાનતમ ભેટ અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નું રહમતુલલીલ આલમીન (સમગ્ર સૃષ્ટિ માટે રહમત) હોવાનું રૂપ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પૂર્ણ રીતે રસૂલે વહદત (એકતાના દુત) છે અને તેની સાથે બશીર (ખુશખબરી આપનાર) અને નઝીર( ડરાવનારા) છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ દીન અને દુનિયાના આ વિરોધાભાસને ખતમ કરીને આખી જિંદગીને

ઈબાદતમાં અને સમગ્ર ધરતીને એક વિશાળ ઈબાદતગાહ બનાવી દીધી. દુનિયાના ઈન્સાનોને સંઘર્ષથી મુકત કરીને સદકાર્યો, જન સેવા અને ખુદાની ખુશનુદી હાસિલ કરવા એક જ સ્ટેજ પર લાવી દીધા, અહિંયા દુનિયાના લિબાસમાં દુરવેશ (વલી) શાહી જભ્ભામાં ફકીર અને ઝાહિદ, તલવાર અને તસ્બીહને સાથે રાખનાર, રાતની ઈબાદત કરનાર અને દિવસે ઘોડે સવાર નજર આવશે. અને તેમને તેમાં કોઈ પ્રકારનો વિરોધાભાસ મેહસુસ નહીં થાય.

(૬) છઠ્ઠુ ક્રાંતિકારી પગલું એ છે કે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની આગમનથી પહેલા માનવી પોતાની મંઝીલ (લક્ષ્ય) થી અજાણ હતો, તેને યાદ ન હતું કે તેને કયા જવાનું છે ? તેની સલાહિયતો (ક્ષમતાઓ)નું અસલ મેદાન અને તેની કોશિશોનું અસલ નિશાન કયુ છે ? માનવીએ કેટલાક અસ્પષ્ટ લક્ષ્યો અને પોતાના પ્રયાસો માટે કેટલાક નાના – નાના વર્તુળો બનાવી દીધા હતા, તેમાં માનવીની ક્ષમતાઓ ખર્ચ થઈ રહી હતી, સફળતા અને મહાન બનવાનો મતલબ એ હતો કે હું ધનવાન બની જાઉં, શકિતશાળી અને અને હાકિમ બની જાઉં, વિશાળ ક્ષેત્રમાં મારું શાસન સ્થપાય. લાખો લોકો એવા હતા જેમની કલ્પનાની ઊંડાણ, શૃંગાર, રંગ – રૂપ સ્વાદ અને બુલબુલ, મોર અને પ્રાણી – પક્ષીઓની નકલથી વધારે ન હતી, હજારો માનવી એવા હતા જેમની બુધ્ધિ પોતાના સમયના ધનવાનો, શકિતશાળીઓ અને દરબારોની ખુશામદમાં નિરર્થક શાયરીથી દિલ ખુશ કરવામાં લાગી રહી હતી. મુહંમદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ માનવજાતિ સામે તેની વાસ્તવિક મંઝિલ લાવીને મુકી દીધી. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ આ વાત દિલોમાં બેસાડી દીધી કે પાલનહારની ઓળખ, તેની જાત અને સિફાત, તેની કુદરત અને હિકમતનું ઈલ્મ, તેની વિશાળતાના યકીનની પ્રાપ્તી, ખુદાની મુહબ્બત, તેને રાજી કરવો, અને તેનાથી રાજી થઈ જવું, વિવિધતામાં એકતાની શોધ માનવી માટે વાસ્તવિક ભાગ્ય છે, પોતાની બાતીની (આંતરિક) શકિતને સશકત બનાવવી ઈમાન અને યકીનની દોલતથી માલામાલ બનવું,

માનવોની સેવા અને હમદર્દી દ્વારા ખુદાની ખુશનુદી પ્રાપ્ત કરવી અને કમાલ અને પ્રગતિના તે ઉચ્ચ શિખરો પર પહોંચી જવું, જયાં ફરિશ્તાઓ પણ પહોંચી શકતા નથી, માનવીના પ્રયાસોનું વાસ્તવિક મેદાન છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આગમન પછી દુનિયા જ બદલાય ગઈ. માનવીનો મિજાજ બદલાય ગયો, દિલોમાં ખુદાની મુહબ્બત ભડકી, ખુદા પ્રાપ્તીનો શોખ આમ થયો, માનવીને એક ધુન (ખુદાને રાજી કરવો અને ખુદાની મખલુકને ખુદાથી જોડી દેવી અને તેને નફો પહોંચાડવો) લાગી લઈ, જેવી રીતે વરસાદની મોસમમાં જમીનમાં હરીયાળી પેદા થઈ જાય છે, એવી રીતે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ના આગમન પછી દિલોમાં નવી હરારત (ગરમી), દિમાગોમાં નવી ઉમંગ પેદા થઈ, કરોડો લોકો પોતાની વાસ્તવિક મંઝિલની શોધ અને ત્યાં પહોંચવા માટે નીકળી ગયા, દરેક દેશ અને કોમમાં આ ભાવના અને આ નશો, દરેક સ્તરમાં આ મેદાનમાં એક બીજાથી આગળ વધવાનો શોખ નજરે આવવા લાગ્યો, અરબ અને અજમ, મિસર,સીરિયા, તુર્કસ્તાન, ઈરાન, ઈરાક, ખુરાસાન,ઉત્તર આફ્રિકા સ્પને અને છેલ્લે આપણા દેશ હિન્દુસ્તાન અને પૂર્વ દ્વીપ સમૂહો આ મુહબ્બતના નશામાં અને આ મકસદના દિવાના નજરે આવતા હતા, એવું લાગતું હતું કે માનવતા વર્ષોની ઊંઘથી જાગી છે, તમે ઈતિહાસના પુસ્તકોનું વાંચન કરો, તો તમને નજરમાં આવશે કે ખુદાની પ્રાપ્તી અને ખુદાની ઓળખ વગર બીજુ કોઈ કામ જ ન હતું શહેરો અને ગામડાઓમાં મોટી સંખ્યામાં એવા ખુદામસ્ત, સાહસી, જનસેવક,દાઈએ હક, માનવોના મિત્ર અને ત્યાગી માનવો નજરે આવતા હતા, જેમની ઉપર ફરિશ્તાઓ પણ રશ્ક કરે, તેમને દિલોની ઠંડી સગડીને ગરમાવી દીધી, ઈશ્કે ઈલાહીના શોઅલાને ભડકાવી દીધો, કલા – કૌશલ્યના દરિયાને વહાવી દીધા. મા'રિફત (ખુદાની ઓળખ) અને મુહબ્બતની જયોત જલાવી દીધી. જહાલત, વહશત, જુલ્મ અને અદાવતથી નફરત પેદા કરી દીધી, સમાનતાનો પાઠ ભણાવ્યો, દુઃખી અને સમાજના તરછોડાયેલા માનવોને ગળે લગાવ્યા, એવું લાગતું હતું, કે

વરસાદના ફોરાઓની જેમ દરેક જગ્યાએ જમીન પર આ વસ્તુઓ જાહેર થઈ છે, અને તેને ગણત્રી અશકય છે.

**નુબુવ્વતનું અસલ કારનામુ (સિધ્ધિઓ) :**

આપણી આધુનિક સભ્યતા, વૈચારિક નેતૃત્વ અને માનવ સમાજની જવાબદારીઓ સંભાળનારા લોકો તૈયાર કરવામાં અને માનવીના સ્વભાવને સુધારવામાં નિષ્ફળ રહી છે, તે સૂરજના કિરણોને કેદ કરી શકે છે, તે અંતરિક્ષ યાત્રા માટે સુરક્ષિત અને તેજ રફતાર ઉપકરણો બનાવી શકે છે તે માનવીને ચાંદ અને સૂરજ પર પહોંચાડી શકે છે, તે અણુશકિત દ્વારા મોટા – મોટા કાર્યો કરી શકે છે તે દેશની ગરીબી દૂર કરી શકે છે, તે રાષ્ટ્રને સાક્ષર બનાવી શકે છે, તેમની આ સફળતાઓ અને વિજયોથી કોઈને ઈનકાર નથી પરંતુ તે નેક અને યકીન રાખનારા લોકો પેદા કરવામાં અસમર્થ છે અને આ તેની સૌથી મોટો નિષ્ફળતા છે, તેને કારણે વર્ષો જુની મહેનતો બરબાદ થઈ રહી છે, સમગ્ર વિશ્વ નિરાશા અને અરાજકતાનો શિકાર છે હવે તેના જ્ઞાન – વિજ્ઞાન પરથી પણ વિશ્વાસ ઉઠી રહયો છે, ખતરો છે કે દુનિયામાં તીવ્ર પ્રતિક્રિયાનું આંદોલન અને જ્ઞાન તેમજ સભ્યતાની વિરૂધ્ધ બગાવત શરૂ ન થઈ જાય. ફસાદી (પ્રપંચી) લોકોએ માસૂમ અને નેક સાધનોને પણ ફસાદી બલ્કે તોડ – ફોડના સાધનો બનાવી દીધા છે. આધુનિક સભ્યતા – સંસ્કૃતિની નૌકા મોજાઓને સહન કરી શકતી નથી, તેનો દરેક તખ્તો (પાટીયું) ઊધઈનો શિકાર બનેલો છે, ફાસિદ અને કમજોર તખ્તાઓથી કોઈ સારી અને મજબુત નૌકા તૈયાર થઈ શકતી નથી. આ ભ્રમ અને વહેમ છે કે ફાસિદ તખ્તા અલગ – અલગ કમજોર અને અવિશ્વાસનીય છે, પરંતુ જયારે તેને એક બીજાથી જોડી દેવામાં આવે અને તેનાથી કોઈ નૌકા તૈયાર કરવામાં આવે તો મજબુત બની જાય છે, ડાકુ અને લૂટારા અલગ – અલગ છે, તો તે ડાકુ અને લૂટારા જ છે, પરંતુ તે પોતાની જમાત (ગ્રુપ) બનાવી લે તો તે રક્ષક અને જિમ્મેદાર માનવોની એક પવિત્ર જમાત છે.

નવી વૈચારિક નેતાગીરી એ જે લોકો દુનિયાને આપ્યા છે તે ઈમાન

અને યકીનથી ખાલી, માનવ હૃદયથી વંચિત, નૈતિક અનુભૂતિથી દૂર, પ્રેમ અને નિષ્ઠાના ભાવાર્થથી અપરિચિત, માવતાની પ્રતિષ્ઠા અને સન્માનથી ગાફેલ છે, તે માત્ર પ્રાંતવાદ કે રાષ્ટ્રવાદના અર્થથી પરિચિત છે. આ પ્રકારના લોકો ભલે તે લોકશાહી વ્યવસ્થાના ચોધરી હોય અથવા સામ્યવાદી વ્યવસ્થાના જિમ્મેદાર હોય, કયારેય કોઈ સ્વસ્થ સમાજ, શાંતિપૂર્ણ માહોલ અને ખુદાથી ડરનારી પાકબાજ સોસાયટી સ્થાપી શકતા નથી. તેમના પર ખુદાની મખલુક અને માનવતાના નસીબ વિશે કયારેય વિશ્વાસ રાખી શકાય નહીં આ દુનિયામાં નેક લોકો અને અત્યંત નેક સમાજ માત્ર નબુવ્વત જ તૈયાર કરી શકે છે. તેની પાસે દિલ બદલવાના અને ગરમાવવાના, નફસને ઝુકાવવાના અને સ્થિર કરવાના, નેકી અને પવિત્રતાની મુહબ્બત, ગુનાહ અને અપરાધથી નફરત પેદા કરવા, માલ – મિલ્કત, હુકૂમત – સલ્તનત, માન – સન્માન, પ્રભુત્વ અને ઉચ્ચતાના જાદુઈ આકર્ષણોનો મુકાબલો કરવાની તાકત પેદા કરવાની ક્ષમતા હોય છે,જે લોકો આ સલાહિયતો (ક્ષમતાઓ) ના માલિક હોય તેઓ દુનિયાને બરબાદીથી અને સભ્યતા – સંસ્કૃતિને બરબાદીથી બચાવી શકે છે,નબુવ્વતે દુનિયાને વિજ્ઞાનનું જ્ઞાન નથી આપ્યું સંશોધનો નથી શિખવ્યા, અને ન તેનો દાવો છે અને ન તેની ઉપર તેને શરમ અને સંકોચ છે, તેની સિધ્ધી એ છે કે તેને દુનિયાને એવા લોકો આપ્યા જે પોતે સીધા માર્ગે ચાલે છે, અને બીજાને સીધા માર્ગે ચલાવી શકે છે, તેઓ દરેક સાચી વસ્તુથી લાભ ઉઠાવી શકે છે, અને બીજાઓને લાભ પહોંચાડી શકે છે, તેઓ દરેક તાકત અને નેઅમતને પોતાના કામે લગાવી શકે છે, જે પોતાની જિંદગીના મકસદથી વાકેફ અને પોતાના પેદા કરનારને જાણનાર છે, અને તેની જાતથી ફાયદો ઉઠાવવા અને તેનાથી અધિક નેઅમતો પ્રાપ્ત કરવાની સહાહિયત ધરાવે છે, તેમનુ અસ્તિત્વ માનવતાની અસલ મૂડી અને તેમની તરબિયત (દિક્ષા) નબુવ્વતની અસલ સિધ્ધી છે.

**ખત્મે નબુવ્વતનો અકીદો એક માનવીય જરૂરત :**

એ અકીદો કે દીન પૂર્ણ થઈ ગયો અને મુહમ્મદ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ) ખુદાના આખરી પયગમ્બર અને અંતિમ નબી છે, અને ઈસ્લામ ખુદાનો આખરી પયગામ અને જિંદગીની પૂર્ણ વ્યવસ્થા છે, એક ખુદાઈ ઈન્આમ છે, જેને ખુદાએ આ ઉમ્મત સાથે ખાસ કર્યુ, એટલા માટે એક યહૂદી આલીમે હઝરત ઉમર(રદી.)સામે એની ઉપર રશ્ક અને આશ્ચર્ય વ્યકત કરી કે કુર્આનની એક આયત છે, જેને તમે પઢો છો જો તે અમારી (યહૂદીઓની)કિતાબમાં ઉતરી હોય અને અમારા વિશે હોત તો અમે તે દિવસે જેમાં આ આયત ઉતરી હતી, પોતાનો કોમી તહેવાર અને જશ્નનો દિવસ મનાવતા, તેનાથી મુરાદ સૂરએ માઈદહની આ આયતઃ
اليوم اكملت لكم دينكم واتممت عليكم نعمتى ورضيت لكم الاسلام دينا હતી જેમાં ખત્મે નબુવ્વત અને નેઅમતની પૂર્ણતાનું એલાન કરવામાં આવ્યું છે, હઝરત ઉમર(રદી.) એ આ નેઅમતની મહાનતાનો ઈન્કાર ન કર્યો, કેવળ એટલું જ કહયું કે અમને કોઈ નવા જશ્ન અને તહેવારની જરૂરત નથી, આ આયત ખુદ એવા મોકા પર ઉતરી છે જે ઈસ્લામમાં એક શાનદાર ઈજતિમા અને ઈબાદતનો દિવસ છે, આ મોકા ઉપર બે ઈદો ભેગી હતી, યૌમે અરફા ( ૯ મી ઝિલહજજહ) અને જુમ્આનો દિવસ.

આ અકીદાએ ઈસ્લામમાં ફૂટ પડવાથી અને સમાજની એકતાને તોડનારી તે ચળવળો અને દાવાના શિકારથી બચાવ્યા છે જે ઈસ્લામના દીર્ઘ કાલીન ઈતિહાસ અને ઈસ્લામી જગતના વિશાળ ક્ષેત્રફળમાં સમયાંતરે માથુ ઉચકતા રહયા, ખત્મે નબુવ્વતના આ વર્તુળમાં મુસ્લિમ સંપ્રદાયો તે દાવેદારોના આક્રમણોથી અને તે બધા કાવતરાથી સુરક્ષિત રહી જે તેના ઢાંચાને બદલીને એક નવો ઢાંચો બનાવવા માંગતા હત, અને તે બધા કાવતરા અને હુમલાઓનો સામનો કરી શકી જેનાથી કોઈ પયગમ્બરની ઉમ્મત તેના પહેલા સુરક્ષિત ન રહી શકી, અને આટલા લાંબા સમય સુધી તેની દીની અને અકીદાની તેમજ સભ્યતા કાયમ રહી, જો આ અકીદો ન હોત તો આ ઉમ્મત એવા વિભિન્ન વિભાગોમાં વહેંચાઈ ગઈ હોત જેમાં દરેક ઉમ્મતનું આધ્યાત્મિક કેન્દ્ર અગલ હોત, જ્ઞાન અને સભ્યતાના સ્ત્રોત અગલ અલગ હોત.દરેકનો ઈતિહાસ અલગ – અલગ

હોત, દરેકના અલગ અલગ પૂર્વજ અને ધાર્મિક પેશ્વા અને ઈમામ હોત, દરેકનો અલગ અલગ ભૂતકાળ હોત.

ખત્મે નબુવ્વતનો અકીદો વાસ્તવમાં માનવા માટે એક ગૌરવવંતી વિશિષ્ટતા છે. તે એ વાતનુ એલાન કરે છે કે માનવજાતિ પુખ્તવયમાં પહોંચે, અને તેમાં આ યોગ્યતા પેદા થઈ ગઈ છે કે તે ખુદાના આખરી પયગામને કબૂલ કરે. હવે. માનવો માટે કોઈ નવી વહી, કોઈ નવા આકાશી પયગામની જરૂરત નથી, આ અકીદાથી માનવીમાં આત્મવિશ્વાસ પેદા કરવાની મદદ મળે છે, તેને માલૂમ થાય છે કે દીન પોતાની પરાકાષ્ઠાએ પહોંચી ગયું છે અને હવે દુનિયાને તેની પાછળ જવાની જરૂરત નથી. હવે દુનિયાને નવી વહી માટે આકાશ તરફ જોવાને બદલે ખુદાએ બનાવેલી વસ્તુઓથી ફાયદો ઉઠાવવા અને ખુદાએ ઉતારેલ દીન અને અખલાકના બુનિયાદી ઉસૂલો પર જિંદગીની વ્યવસ્થા માટે જમીન તરફ અને પોતાની તરફ જોવાની જરૂરત છે, ખત્મે નબુવ્વતનો અકીદો માનવીને પાછળ તરફ જોવાની ભાવના પેદા કરે છે તે તે માનવીને પોતાના પ્રયાસોનું વાસ્તવિક મેદાન અને દિશા બતાવે છે, જો ખત્મે નબુવ્વત નો અકીદો ન હોય તો માનવી હંમેશા અનિશ્ચિતતા અને અવિશ્વાસમાં ઘેરાયેલો રહે છે, તે હંમેશા જમીન તરફ જોવાને બદલે આકાશ તરફ જોશે, તે પોતાના ભવિષ્યથી અસંતુષ્ટ અને શંકામાં રહેશે, તેને દરેક વખતે નવો વ્યકિત આ બતાવશે કે માનવતાની વાટિકા અને રોઝ–એ–આદમ (આદમનો બગીચો) અપૂર્ણ હતો, હવે તે પાન, પાંદડા અને ડાળીઓ દ્વારા પૂર્ણ થયેલ છે, અને તે આ સમજવા પર મજબૂર થશે કે જયારે હમણા સુધી આ અપૂર્ણ રહયો છે તો હવે આવતા વખતની શી ગેરન્ટી છે, માટે તે તેની સિંચાઈ અને તેના ફળ – ફૂલોથી ઉઠાવવાના બદલે નવા માળી (રક્ષક) ની રાહ જોશે જે તેને પાન – પાંદડા અને ડાળોઓ દ્વારા પૂર્ણ કરે.

**<u>ઉમ્મતે મુસ્લિમાની સૌથી મોટી વિશિષ્ટતા :</u>**

હું ઈતિહાસના એક વિદ્યાર્થી બલ્કે એક લેખક અને ઈતિહાસકારની હેસિયતથી અને તેની સાથે દુનિયાના જુદા જુદા દેશો અને તેના મોટા

ભાગનો પ્રવાસ કરનાર દાઈની હેસિયતથી તમારી સામે કેટલીક ખાસ વાતો રજૂ કરવા માંગુ છું, એવી વાતો જે આ વિષય પર નિર્ણાયક સાબિત થઈ શકે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

﴿الْيَوْمَ أَكْمَلْتُ لَكُمْ دِينَكُمْ وَأَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِي وَرَضِيتُ لَكُمُ الْإِسْلَامَ دِينًا﴾

*તરજુમા : આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે અને મેં તમારા માટે ઇસ્લામ ધર્મને (સદાના માટે) પસંદ કર્યો છે.*

*(સૂરએ માઈદહ: ૩)*

બીજી આયતમાં છે :

﴿مَّا كَانَ مُحَمَّدٌ أَبَا أَحَدٍ مِّن رِّجَالِكُمْ وَلَٰكِن رَّسُولَ اللَّهِ وَخَاتَمَ النَّبِيِّينَ﴾

*તરજૂમા : મુહમ્મદ (સલ.) તમારા પુરુષોમાંથી કોઇના બાપ નથી, પરંતુ અલ્લાહના રસૂલ અને નબીઓની મહોર છે.*

*(સૂરએ અહઝાબ : ૪૦ )*

આ આયતોથી આ ઉમ્મતને જ નહી બલ્કે દુનિયાને જે દોલત મળી છે, અને જે નેઅમત મળી છે, જે વિશિષ્ટતા પ્રાપ્ત થઈ છે, તેની ઉપર ઘણા ઓછા લોકો એ વિચાર કર્યો હશે, એક વાત તો એ છે કે આ આયતોથી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નબુવ્વતના સમાપનનું એલાન કર્યુ કે આપ ખાતમુન્નબિય્યીન છે, નબુવ્વતનો સિલસિલો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ખતમ થાય છે. હવે કોઈ નબી નહિં આવે, હવે કોઈ અધિક તાલીમ અને સુધારણા બાકી રહી નથી કે નવા નબીની જરૂરત બાકી રહેતી, નબુવ્વતના દાવાની ગુંજાઈશ ખતમ થઈ છે, અલ્લાહ તઆલાએ આ દીન (યાની ઈસ્લામ)ને પૂર્ણ ફરમાવી દીધો છે, અને પોતાની નેઅમત પૂરી કરી દીધી છે, હવે આ

વાત સ્પષ્ટ થઈ ગઈ કે દીનમાં કોઈ સુધારા – વધારાની ગુંજાઈશ રહી નથી. અને કોઈ નબીના આગમનની આવશ્યક છે.

આ ઉમ્મત પર અલ્લાહનુ એક મોટુ એહસાન અને ઈન્આમ છે અને તેની વિશિષ્ટતા છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દુનિયાથી વિદાય પહેલા જ આ સ્પષ્ટ એલાન કરવામાં આવ્યું કે નબુવ્વતનું મુહમ્મદ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)પર સમાપન કરી દેવામાં આવ્યું, તેમજ દીન અને ખુદાની નેઅમતને પૂર્ણ કરી દેવામાં આવી, મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી હવે કોઈ નબી આવશે નહિ અને ન આ ઉમ્મત પછી બીજી કોઈ ઉમ્મત આવશે. (૧)

આ એલાનથી આપણને મોટો બોધ અને સંદેશ મળે છે, પહેલી વાત તો એ સ્પષ્ટ થાય છે કે કયામત સુધી હવે આ ઉમ્મતનો અકીદો એક હશે, અરકાનો (સ્તંભો) પણ એક હશે. બીજી વાત એ છે કે દરેક કાળ, દરેક સમયમાં અને દરેક જગ્યાએ જયાં મુસલમાનો આબાદ છે, ત્યાં પણ એક વહદત જોવા મળશે. તે છે દીની વહદત.

## અકીદાની વહદત :

અકીદાઓમાં વહદત (એક હોવાનો ભાવ) એ છે કે આ ઉમ્મતના (જે પોતાને મુસલમાન કહે છે, કુર્આનનો કલિમો પઢે છે, ઈસ્લામનો દાવો કરે છે,)

...................................

*હાશિયહ : (૧)આ તે નેઅમત છે જેની ઉપર યહૂદી ઉલમા અને વિદ્વાનોને રશ્ક આવ્યો, અને મુસલમાનોને તેઓ ઈર્ષાની નજરે જોવા લાગ્યા, તેઓ આ જાણતા હતા કે પહેલાના ધર્મો પોતાની અસલિયત ખોય બેઠા છે, અને આકાશી કિતાબો – પ્રતોમાં ફેરફાર થઈ ચુકયો છે, કે તે આ બાંયધરીના એલાનથી ખાલી હતી, જેથી હદીષ શરીફમાં છે કે એક યહૂદી આલિમે હઝરત ઉમર (રદી.) થી કહયું કે અય અમીરૂલ મુ'મિનીન ! તમે લોકો પોતાની કિતાબમાં એક એવી આયત પઢો છો જો તે આયત અમારા (યહૂદીઓની) કિતાબમાં ઉતરી હોત તો અમે તે દિવસને એક તહેવાર અને જશ્નનો દિવસ મનાવતા. હઝરત ઉમર (રદી.) એ પૂછયદું કે તે કઈ આયત છે ? યહૂદીએ કહયું કે اليوم اكملت لكم دينكم واتممت عليكم نعمتى તેના જવાબમાં ઉમર (રદી.)એ કહયું કે મને તે દિવસની પણ ખબર છે, અને સમય પણ સારી રીતે યાદ છે, જયારે આ આયત રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ઉતરી હતી, તે જુમ્અહનો દિવસ અને અરફાની સાંજ હતી.*

અકાઈદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમનથી લઈને કયામત સુધી એક જ રહેશે. તવહીદ કામિલ રહેશે. પયગમ્બરોની રિસાલત અને નબીઓની નબુવ્વત પર ઈમાન, જેમનો અલ્લાહે પોત પોતાના સમયે અને પોત પોતાની જગ્યાએ આ મહાન કાર્ય માટે પસંદ કર્યા, અને અંતે આખરી પયગમ્બર અને અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કે જેમના પછી હવે કોઈ નબી નહીં આવે, પાછલા પયગમ્બરોની રિસાલત પર પણ ઈમાન અને આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની રિસાલત,નબુવ્વત અને આપના અંતિમ હોવા પર પણ ઈમાન અને એવી રીતે ઈમાન કે નબુવ્વત અને રિસાલત આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર ખતમ થઈ છે, નબુવ્વત સાથે નબુવ્વતની સમાપ્તિ પર પણ ઈમાન કે હવે કોઈને પણ કયામત સુધી નબુવ્વત મળવાની નથી. આ કોઈ સામન્ય કે નાની વાત નથી, દુનિયામાં કોઈ પણ ઉમ્મતને આ ફઝીલત મળી નથી.

એવી રીતે આપણે નબી અને રસૂલની રિસાલત અને નબુવ્વતના ઈકરાર અને તેમની મહત્વતાના સ્વીકાર સાથે આ કહીએ છીએ કે કોઈ પણ નબી અને રસૂલની ઉમ્મતને આ વિશિષ્ટતા મળેલી નથી, કે તેને આ વહદતો (અકીદાની વહદત અને અરકાને વહદત) મળી હોય, જે આ ઉમ્મતને પ્રાપ્ત થયેલી છે, આ શ્રેષ્ઠતા અલ્લાહ તઆલાએ માત્ર ઉમ્મતે મુહમ્મદીને જ અર્પણ કરેલી છે,

**અરકાનની વહદત :**

અરકાનની વહદત એટલી દીનના બુનિયાદી અમલો (સ્થંભો) માં થોડો પણ ફરક આવવા દેવામાં ન આવે, ન કોઈ જમાનામાં, ન કોઈ ઈલાકામાં, કે પરિસ્થિતિ જોઈને નમાઝ ત્રણ વખતની કરી નાખી, અથવા કોઈ બીજો ફેરફાર કરી દેવામાં આવે. અથવા રોઝાના દિવસો બદલી નાંખવામાં આવે, એક ટુચકો યાદ આવ્યો, એક પ્રતિષ્ઠિત અને મોભાદાર વ્યકિતએ (હું નામ નહી લઉ) કહયું કે મવલાના ! તમે લોકો આટલી ગરમીમાં પણ રોઝા રાખો છો, રમઝાન ઠંડીમાં કેમ નથી કરી લેતા ? તો

યાદ રાખો અમલો (દીન) જેમ છે તેમ જ રહેશે, અને એવી રીતે જ અદા કરવામાં આવશે, નમાઝ પાંચ વખતને, રોઝા રમઝાનના મહીનામાં, ન ઠંડી અને ગરમીથી તેમાં ફેરફાર થશે, ઝકાત એવી રીતે પોતાની વ્યવસ્થા પ્રમાણે અને નિસાબ (હિસાબ) પ્રમાણે, જેની આપણને તાલીમ આપવામાં આવી છે, એવી રીતે હજ બયતુલ્લાહ શરીફની પોતાના તમામ કાર્યો સાથે અને કોઈ પણ પ્રકારના ફેરફાર વગર કરવામાં આવશે. તેને અરકાને વહદત કહે છે.

**ખત્મે નબુવ્વતનું એલાન આ ઉમ્મતની સુરક્ષા અને અસ્તિત્વની બાંયધરીઃ**

તમે ઈતિહાસનો અભ્યાસ કરો, મેં ઈતિહાસનો ખૂબ અભ્યાસ કર્યો છે મને તેની સિધ્ધીઓ અને પુસ્તકોની બરાબર જરૂરત પડે છે, મેં યહૂદી અને ઈસાઈ ધર્મની પ્રમાણિક કિતાબો પણ વાંચી છે તમને સ્પષ્ટ જણાશે કે તેમનો સમગ્ર ઈતિહાસ ભરતી – ઓટ (ચઢાવ – ઉતાર) જેવો છે, અકીદામાં મતભેદ, અરકાન અદા કરવામાં મતભેદ, આ હું તમારાથી બયાન કરી રહયો છું, કેવળ ઉમ્મતના એક વ્યકિત તરીકે નહીં, ઈતિહાસ અને ધર્મ શાસ્ત્રના અભ્યાસી તરીકે પણ, તમે પણ વાંચન કરો, ફ્રેન્ચના પુસ્તકો વાંચો, જર્મનના પુસ્તકો વાંચો, અંગ્રેજી પુસ્તકો વાંચો, ધર્મના ઈતિહાસનો અભ્યાસ કરો, ધર્મનો જે ઈતિહાસ લખવામાં આવ્યો તેના ઈતિહાસકારો તેનો ઈકરાર કરતા નથી, બલ્કે શરમથી પોતાના મોઢા પર હાથ મુકતા, બલ્કે એવી હીનભાવના સાથે આ હકીકત બયાન કરતા જોવા મળશે, અને તમે જોશો કે ઈસ્લામથી પહેલાના ધર્મોમાં કોઈ ધર્મ એવો નથી કે તેમના પયગમ્બરે જે વાતો બતાવી તે વાતો પ્રમાણે સદીઓ સુધી તેઓ ચાલ્યા હોય, સદીઓ તો શું બલ્કે કેટલીક વખતે તો અર્ધી સદી સુધી પણ ચાલવું મુશ્કીલ બની ગયું.

તે ધર્મોનો ઈતિહાસ બતાવે છે કે ત્યાં નબુવ્વતની સમાપ્તિનું એલાન કરવામાં આવ્યું ન હતું આ કયાંય મળતુ નથી કે તે ધર્મોને જે લોકો સાચો માને છે અને તેની પુરો યકીન રાખે છે, અને ગર્વ કરે છે તેઓ પણ જયાં

સુધી મારી જાણકારી છે તેમાંથી કોઈએ આ દાવો કર્યો નથી, કે નબી અને રસૂલે પોતાની સમાપ્તિનો દાવો કર્યો હોય અને ન ખુદા તરફથી આ એલાન કરવામાં આવ્યું હતું.

તમે તે બધા ધર્મોનો ઈતિહાસ વાંચશો, વિશાળ દ્રષ્ટિથી જોશો તો નજર આવશે કે તેમનામાં મતભેદ જ નહીં, બલ્કે વિરોધાભાસ છે, આ ધર્મ શરૂમાં આમ કહેતો હતો હવે આમ કહે છે, તેમના આગેવાનો જો આમ ન કહે તો સાવચેતી માટે આમ કહે છે તે ધર્મના વિદ્વાનો, આલિમો અને વકતાઓ આમ કહેતા હતા, હવે તેમનો અભિપ્રાય તે નથી રહયો, એ છે ઈબાદત, ના આ ઈબાદત ન હતી, આ બિદઅત છે, આ સાબિત છે, ના આ સાબિત નથી, માની લીધેલું છે, તે ધર્મોના અકાઈદમાં મતભેદ જોવા મળશે, અરકાનો (અમલો) માં મતભેદ જોવા મળશે, જમાના સાથે તે બદલાતા રહેશે. સમય અને સ્થળને કારણે તેમાં મતભેદ જોવા મળશે, તમને સ્પષ્ટ નમૂનાઓ જોવા મળશે. એવા નમૂના કે તે ધર્મના પ્રચારનો ડાયરો (વિસ્તાર) અને ક્ષેત્ર છે, તેના એક ક્ષેત્રમાં કઈ થઈ રહયું છે તો બીજા ક્ષેત્રમાં કઈ બીજ જ. આ બધું તેનું પરિણામ હતુ કે ત્યાં ખત્મે નબુવ્વતનું એલાન કરવામાં આવ્યું ન હતું, તે લોકો માટે તેનો મોકો હતો, અને ગુંજાઈશ હતી, જાઈઝ અને નાજાઈઝમાં ગુંજાઈશો હતી કે જે ચાહે દાવો કરે. આજે આ વાત કેમ છે કે સમગ્ર વિશ્વમાં રાજકીય, સામુહિક અને નૈતિક ક્રાંતિઓ છતા આ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પહેલા પેશ આવી ન હતી, આ એક ઐતિહાસિક ગવાહી છે, તેનો કોઈ ઈનકાર કરી શકતું નથી, જ્ઞાન – વિજ્ઞાનની ક્રાંતિ સાથે, પ્રગતિ સાથે, સંશોધન સાથે, નવી નવી શોધો સાથે, નવા નવા લાભો મેળવવાની આશા સાથે જે તેમાં ફેરફાર કરવાની અને નવા દીન અને નવા અકીદા રજૂ કરવાથી થઈ શકે છે આ જે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આગમન પછી થયું છે તેનાથી પહેલા કયારેય થયું નથી. હું એક ઈતિહાસકારની હેસિયતથી કહું છું કે તેની કોઈ મિષાલ નહિ મળે.

તેમ છતાં આ દીન આજ સુધી ચાલી રહયો છે, નબીઓ અને રસૂલો જે ગુજરી ગયા છે, તેમની ઉપર ઈમાન બાકી છે, હમણાં પણ અલ્લાહની કુદરત અને શાન કે انما امره اذا اراد شيأ ان يقول له كن فيكون અને તેની જાતની વહદત કે સમગ્ર વિશ્વને ચલાવનારો તે જ છે, અને તે બધું તેના કબ્જામાં છે, હું તે ચીઝીને નથી કહેતો જે કોઈએ પોતાના દુનિયાના ફાયદા માટે રિશ્વત માટે અથવા અન્ય કોઈ લાભ માટે પેદા કરી હોય, દીનમાં તે વસ્તુ બિલ્કુલ ન ચાલી, આજ સુધી દીન બિલ્કુલ સાફ અને રોશન છે, બધા જાણે છે કે જો નિય્યત ખરાબ નથી અને ખુદાનો ડર કોઈ દરજામાં બાકી હોય, તો તે સુન્નત અને બિદઅત ને સમજે છે, બિદઅતને કોઈ પણ સંજોગોમાં સુન્નત સાબિત કરી શકતો નથી, ગુનાહ ને કોઈ નેકી સાબિત કરી શકતું નથી. શિર્કને તવહીદ સાબિત કરી શકતું નથી, કોઈ અલ્લાહની પ્રસન્નતાના એવા તરીકાને જેમાં રસ્મો રિવાજની બુ આવતી હોય, દુનિયાનો ફાયદો હોય તે ભેદ પારખી શકાય છે, ખત્મે નબુવ્વતના એલાનનો નતીજો છે.

આજે તમે યુરોપ અને અમેરિકાના છેલ્લા ખૂણામાં જતાં રહો, ક્ષમા યાચના સાથે કહું છું કે ઘણા ઓછા લોકોને એટલો પ્રવાસ કરવાનો મોકો મળ્યો હશે, જેટલો મને મળ્યો છે, તેમાં મારી યોગ્યતા અને લાયકાતનો દખલ નથી, કેવળ અલ્લાહનો ફઝલ અને તેનું ઈનઆમ છે, ઈસ્લામી અને ગેર ઈસ્લામી દેશોનો મેં સફર કર્યો છે, યુરોપ, અમેરિકા અને આફ્રિકા બધું મેં જોયું છે, મુસ્લિમ દેશોમાં તો ભાગ્યે જ કોઈ દેશ બાકી રહયો હશે, પશ્ચિમે છેક મોરોક્કોના અંતિમ છેડા સુધી હું ગયો છું અને અહીયા તાશકંદ બુખારા, સમરકંદ સુધીનો પ્રવાસ કર્યો છે, ત્યાં નમાઝો પણ પઢી, બુઝુર્ગોના મજારોની ઝિયારતો પણ કરી, ત્યાં બયાનો (પ્રવચનો) પર કર્યા, તે સિવાય અરબ દેશોમાં કોઈ એવો દેશ નથી જયાં હું ન ગયો હોય, ઈરાક, સીરિયા, મિસર, લીબિયા, જોર્ડન, તુર્કી અને ખાડી વિસ્તારો તેમજ કેવળ દેશોમાં જ નહિ, બલ્કે શહેરોમાં પણ ગયો છું. પરંતુ કોઈ જગ્યા એવી ન મળી જયાં દીનની બુનિયાદી વાતોમાં ફેરફાર હોય, અહિંયા દીનના

અરકાનો અલગ હોય, ત્યાં અલગ હોય, નમાઝ પઢી પણ અને અલ્લાહના ફઝલથી પઢાવી પણ, પરંતુ તેના માટે કોઈએ કોઈ ગાઈડ બુક ન આપી, કે તમે નમાઝ પઢાવવા જઈ રહયા છો, અહિંયા તમારા દેશ જેવી નમાઝ નથી, અહિંયા વુઝુ પછી આમ કરવું અને આ પઢવું, અહિંયા ઉભા થઈને એક ખાસ દુઆ પઢવામાં આવે છે, અહિંયા દિવાલ પર આમ હાથ લગાડવામાં આવે છે, અહિંયા નમાઝ શરૂ કરતા પહેલા આ શબ્દો પઢવા, કઈ કહેવું પડે છે, કોઈ ખાસ તાલીમ આપવામાં આવે છે, જો કબર છે તો તેની સામે ઝુકાવવામાં આવે છે, નિર્જીવ અથવા મખ્લુકથી પોતાના હાજત માંગવામાં આવે છે, આ વિશાળ દુનિયામાં ખૂણે – ખૂણે મુસલમાનો વસે છે, પરંતુ એક જ પ્રકારની નમાઝ દરેક સ્થળે પઢવામાં આવે છે, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ઈંગ્લેન્ડ, મોરોક્કો,મીસર,રશિયા, ચીન,જાપાન વગેરે કોઈ પણ દેશોમાં તમે આસાનીથી નમાઝ પઢી શકો છો અને પઢાવી પણ શકો છો, ખુદાના ફઝલથી મને આ અવસર મળ્યો, પરંતુ કોઈએ મને કંઈ ન કહયું, અને ન મે કોઈને પુછયું, વખત થયો તો મને કહયું કે આગળ વધો તો હું આગળ વધી ગયો. બાદમાં પણ ન કોઈએ શંકા કે આક્ષેપ કર્યો, અને ન કોઈ ઉણપ દેખાઈ.

**અસીમ અમી વર્ષા અને કૃપા ખત્મે નબુવ્વતની :**

આ કઈ વાતનું પરિણામ છે ? આ પરિણામ છે ખત્મે નબુવ્વતનું, પૂર્ણ શરીઅતનું, જો આ ખત્મે નબુવ્વતની દોલત ન મળતી તો આ ઉમ્મતને આ વિશિષ્તાઓ ન મળતી, હું તમને સ્પષ્ટ કહું છું કે તમે અહિંયા જે બેઠા છો, આટલી મોટી સંખ્યામાં દીનની વાતો સાંભળી રહયા છો, આ નમાઝ, રોઝા, હજ વગેરે બધા અરકાનો (અમલો) એવી જ રીતે બાકી છે, કેટલી ક્રાંતિઓ થઈ, કેટલી ઉથલ – પાથલો થઈ, કેટલી રૂકાવતો આવી, સમુદ્રના સફરો ખતરનાક બની ગયા, છતાં હજનો સફર એવી રીતે જ કરવામાં આવે છે, કોઈ તેને રોકી ન શકયું, મોટી મોટી ઘટનાઓ સર્જાયી, હંગામા, (ધાંધલ – ધમાલ) થયા, પરંતુ કોઈ ફરક ન પડયો, અને ક્રાંતિઓ થઈ, શાસનો બદલાય ગયા, મહોલ બદલાય ગયો, પરંતુ હજ કાલે ફર્ઝ હતી તેમ આજે

પણ ફર્ઝ છે, આજે એવી જ રીતે બયતુલ્લાહ શરીફ જઈ રહયા છે, જેવી રીતે પહેલા જતાં હતા, બલ્કે હવે તો મોટી સંખ્યામાં લોકો જઈ રહયા છે, રાજકીય ક્રાંતિઓ થઈ, હિજાજમાં તો રાજકીય વ્યવસ્થા અસ્થિર જ હતી, પહેલા તુર્કોની હુકૂમત હતી, તેના પહેલા બીજા કોઈની હુકૂમત હતી, પછી મક્કામાં શરીફો આવ્યા, અને હવે આલેસઉદની હુકૂમત છે.

રાજકીય અને વહીવટમાં પરિવર્તનો આવ્યો, પરંતુ દીનમાં કોઈ ફેરફાર નથી, હજની અદાયગીમાં કોઈ ફેરફાર ન થયો, કોઈ રુકાવત પેશ ન આવી, અલ્લાહના ફઝલથી હરમૈન શરીફથી ઉમરહ કરીને થોડા દિવસ પહેલાં જ આવ્યો છું, તે જ બયતુલ્લા શરીફ, તે જ મતાફ, તે હરમ શરીફ, તે તવાફ, જમાના સાથે તવાફમાં ઘટાડો – વધારો કરવામાં આવ્યો હોય, અથવા તેનો મશ્વેરો આપવામાં આવ્યો હોય. અથવા તરતિબમાં કોઈ ફેરફાર થયો હોય, એવું બન્યું નથી, જેવું આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કરીને ગયા અને બતાવીને ગયા તેવું જ આજે કરવામાં આવે છે, ખુદા માફ કરે, બહાદૂરીની વાત છે, આજે જો દુનિયામાં કોઈ સહાબી ઉઠીને આવે, ખુદાને મંજૂર હોય અને એવું બને પણ, સહાબી નહીં તો કોઈ મોટા તાબિઈ અને મોટા વલી આવી જાય, તાબિઈનમાં હઝરત હસન બસરી (રહ.), ઈમામ ઝયનુલ આબિદીન (રહ.), હઝરત સઈદ બિન મુસય્યિબ (રહ.) અને હઝરત ઉવૈસ કરની (રહ.) આવી જાય, વલીઓ અને બુઝુર્ગોમાં સૈયદ અબ્દુલ કાદિર જીલાની (રહ.), અને જુનૈદ બગદાદી (રહ.) આવી જાય અથવા હિન્દુસ્તાનના બુઝુર્ગોમાં હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.) કબ્રથી ઉઠીને આવી જાય, બાબા ફરીદુદ્દીન ગંજશકર (રહ.), અને મુજદ્દીદે અલ્ફે ષાની (રહ.) અથવા બીજા કોઈ મોટા બુઝુર્ગ અને ઈમામ આવી જાય, દીનને બદલાયેલો નહીં જુએ, દીન એવો જ નજરે આવશે, જેવો હઝરત અબૂ બક્ર સિદીક (રદી.) અને હઝરત ઉમર (રદી.)ના સમયમાં હતો, હઝરત ઉસ્માન (રદી.) અને હઝરત અલી (રદી.)ના સમયમાં હતો, જો કે તેમાં કેટલીક ચીઝોને બદલાયેલી જુએ પણ અને નવી ચીઝો દેખાય તો આ જહાલતનું પરિણામ છે, ગફલત અને

મનમાનીનું પરિણામ છે, કોઈ દાવો કરી શકતું નથી કે આ જ સાચું છે, કુર્આન શરીફમાં કોઈ ફેરફાર કરી શકતું નથી, અલ્લાહ તઆલાએ સ્પષ્ટ ફરમાવી દીધું.

﴿إِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَإِنَّا لَهُ لَحَافِظُونَ﴾

*તરજુમો : બેશક, અમે જ આ કુર્આન ઉતાર્યુ છે અને અમે જ તેના રક્ષક છીએ. (સૂરએ હિજ્ર –: ૯)*

**શરીઅતમાં ઘટાડો–વધારો કરનાર ગુસ્તાખ (અવિવેકી) છે :**

આપણે આ નેઅમતની કદર કરવી જોઈએ, તેની ઉપર અલ્લાહનો શુક્ર અદા કરવો જોઈએ, તેની ઉપર ગર્વ કરવો જોઈએ, ઉમ્મતને તેના ઉપર ગર્વનો પુરે પુરો હક છે, દીન પુર્ણ થઈ ગયો છે, સંપૂર્ણ શરીઅત આપણી સામે છે, હવે શરીઅતમાં કોઈ વધારો થવાનો નથી, અને જો કોઈ એવું સાહસ કરે તો તે ખુસ્તાખે રસૂલ છે, આપણે કોઈ યુરોપિયન અંગ્રેજથી અથવા બીજા કોઈ ધર્મમાં માનનારાથી કહી શકીએ છે કે તમે દુનિયાના કોઈ ખૂણામાં જતા રહો, તમને આ જ શરીઅત જોવા મળશે, જે અહિંયા છે, આ જ અરકાનો (અમલો) જોવા મળશે. જે અહિંયા છે, આ જ હુકમો જોવા મળશે જે અહિંયા છે, નમાઝના વખતો જે અહિંયા છે તે જ બીજી જગ્યા, તે જ લંડનમાં, ન્યુયોર્કમાં તે મોસ્કોમાં, પેરિસમાં, કયાંય કોઈ પણ હાલતમાં હોય, મોસમી હાલત હોય, રાજકીય હાલત હોય, ભય કે ડર હોય, પ્રવાસ કરવો હોય, ગરમ વિસ્તાર હોય  અથવા ઠંડો વિસ્તાર હોય, તેમાં કોઈ ફેરફાર નથી, નાના અથવા મોટા દિવસને કારણે પાંચ નમાઝને ઘટાડીને ત્રણ વખતની કે પાંચ વખતની વધારીને સાત વખતની કરવામાં નહીં આવે અથવા મગરિબની અસર વખતે અને અસરની ઝોહરના વખતે પઢવામાં આવે, આવું કઈ નથી, ન કયાંય થશે, યાદ રહે આ લાભ અને કૃપા છે, ખત્મે નબુવ્વતના એલાનની.



# પ્રકરણ :- 3

# આખિરત

**<u>કુર્આને કરીમમાં આખિરતનું બયાન અને તેની દલીલોઃ</u>**

અલ્લાહ તઆલાની જાત અને સિફાતના ઈલ્મ પછી બીજુ મોટુ ઈલ્મ જે નબીઓ દુનિયાના લોકોને અર્પણ કરે છે અને તેમના વગર અન્ય પ્રકારે તે પ્રાપ્ત થતું નથી તે જ્ઞાન એ છે કે માનવી મરીને બીજી વખત જીવતો થશે અને આ દુનિયા તુટીને બીજી વખત સ્થાપિત થશે. તે બીજી જિંદગીમાં માનવીને પોતાની પહેલી જિંદગીનો હિસાબ આપવાનો છે. તેને દુનિયાની જિંદગીમાં જે કર્યુ હશે. તે સામે આવશે.

માનવીને આ જ્ઞાનની પ્રાપ્તિ માટે અંબિયા (અલૈ.) સિવાય બીજો માર્ગ નથી માનવી પાસે તેને પ્રાપ્ત કરવાની શકિત છે, તેનાથી ન આ જ્ઞાન શરૂઆતમાં પ્રાપ્ત થઈ શકે છે અને ન તો તેનો ઈનકાર કરી શકાય છે, જ્ઞાનેન્દ્રિયો, બુધ્ધિ, અનુભૂતિ અને અનુભવો તેમજ તેના સિવાય તેની આંતરિક શકિતઓ અને આધ્યાત્મથી કોઈ શકિત એવી નથી જેનાથી આ દુનિયાની જિંદગી સિવાય બીજી કોઈ જિંદગીના અસ્તિત્વ અને તેના વિવરણને સાબિત કરી શકાય. અને ન કોઈ એવી પધ્ધતિ શકય છે કે આ દુનિયાની જિંદગીમાં આખિરતની વાતોને જોવામાં આવે, આ બધી જાણકારી ગૈબથી સંબંધ ધરાવે છે, અને ગૈબને માનવી પોતે જાણી શકતો નથી, તે જ્ઞાનને ન બુધ્ધિ દ્વારા સાબિત કરી શકાય છે. અને ન તેનો ઈન્કાર કરી શકાય છે.

માનવી માટે બે જ વાતો બાકી રહે છે એક અંબિયા (અલૈ.)પર ભરોસો કરીને અને તેમના દાવાને સત્ય માનીને અને લક્ષણો જોઈએ તેમના બયાનોની તસ્દીક (સાચા માનવા) બીજુ કે કોઈ કે કોઈ સુબૂત અને દલીલ વગર તેનો ઈનકાર

﴿قُل لَّا يَعْلَمُ مَن فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ الْغَيْبَ إِلَّا اللَّهُ وَمَا يَشْعُرُونَ أَيَّانَ يُبْعَثُونَ بَلِ ادَّارَكَ عِلْمُهُمْ فِي الْآخِرَةِ بَلْ هُمْ فِي شَكٍّ مِّنْهَا بَلْ هُم مِّنْهَا عَمُونَ﴾

*તરજુમો : આપ ફરમાવી દો કે જેટલી મખ્લૂક આકાશો તથા પૃથ્વીમાં છે તે કોઈ પણ ગૈબની વાત જાણતું નથી પણ અલ્લાહ જ જાણે છે અને (એ જ કારણથી) તેઓને ખબર નથી કે તેઓ ક્તયારે પાછા સજીવન કરવામાં આવશે. (માત્ર એટલું જ નહિ,) બલકે આખિરતના વિષયમાં તેઓનું જ્ઞાન જ નષ્ટ થઈ ગયું, બલકે તેઓ એ વિશે શંકામાં છે, બલકે તેઓ તે સંબંધી આંધળા છે. (સૂરઅ નમ્લ – ૬૫ –૬૬)*

પરંતુ જેમ ઉપર બયાન કરવામાં આવ્યું આ પેશ આવનારી હકીકતોની નિશાનિઓ અને તેના અસ્તિત્વની શકયતાઓ આ દુનિયામાં અને આ જિંદગીમાં મળે છે, જેનાથી માનવી આ અનુમાન કરી શકે છે, કે આ ઘટના દરેક રીતે શકય છે, અને તેમાં કોઈ બૌધ્ધિક શંકા નથી.

તેનું એક મોટુ લક્ષણ અને તેનો એક મોટો ગવાહ માનવીની પેદાઈશ અને તેની જિંદગી છે, તેના ન હોવાથી અસ્તિત્વ સુધી, પછી અસ્તિત્વથી પૂર્ણ અસ્તિત્વ સુધી, કેટલાય સોપાનો સર કર્યા છે, તેને વિર્યથી નુત્ફા અને નુત્ફાથી જામેલુ લોહી, પછી માસનો ટુકડો,પછી હાડકાનો ઢાંચો બન્યો, પછી તેની ઉપર માસ ચઢાવવામાં આવ્યું, પછી તે એક મુખલૂક બનીને પ્રગટ થઈ, પછી પેટની અંધારી કોઠીમાંથી નીકળીને થોડી મુદત માટે શિશુ અવસ્થા (બાળપણ) માં રહયો, પછી જવાન થયો, પછી તેનો બીજો કદમ યા તો મોતના દરવાજે પડયો અથવા એટલી છુટ મળી કે જિંદગીની આ શોભા જોઈ વૃધ્ધાવસ્થાની પાનખર ઋતુ પણ જોઈ અને જિંદગીનો ઉલ્ટો સફર શરૂ કર્યો, અર્થાત જવાની પછી ઘડપણમાં ફરી બાળકો જેવી કેફિયત શરૂ થવા લાગી, તેની શકિતઓએ એક – એક કરીને જવાબ આપી દીધો. બુધ્ધિ અને યાદશકિતએ સાથ છોડી દીધો, તે બાળકની જેમ બેબસ, બીજાના સહારાનો મોહતાજ, અને પરિચિત ચીઝ તેના માટે અપરિચિત બની ગઈ.

આ મંજિલ પર સફરનો એક ભાગ પૂરો થઈ ગયો, પરંતુ તેનો સફર ખતમ થયો નથી. કેવળ સફરની વચ્ચેની મંજિલ આવી, જેનું નામ મોત અને આલમે બરઝખ છે.

*મોત એક જિંદકીકા વકફા હે*
*યાની આગે ચલેંગે દમ લે કર*

પછી જેને માનવીની અસલ હકીકત (માટી અને પાણી) તેની શરૂઆત અને તેની ઉત્પત્તિની જાણ છે, તેના નજીક મરીને જીવતા થવામાં કોઈ શંકા નથી, અને જેને માનવીમાં આટલા પરિવર્તનો આણ્યા તેના માટે એક છેલ્લું પરિવર્તન કોઈ મુશ્કેલ નથી.

જિંદગી પછી મોતનો બીજો નમૂનો જમીનની બીજી જિંદગી છે, જે અનેક વખતે આંખોની સામે આવે છે, આ જમીન જેના સીનામાં હજારો પેદા થનારા માનવો અને જાનવરોની અમાનતો અને ખજાનાઓ છે તે પોતે મુર્દા (નિર્જીવ) બની જાય છે, તેના હોઠો પર (સુકાયને) પોપડીઓ જામી જાય છે, તે માટીની એ બેજાન લાશ હોય હોય છે, જેમાં ન જિંદગી હોય છે અને ન કોઈ બીજી વસ્તુ માટે જિંદગીનો સામાન. પરંતુ જયારે તેના હોઠો પર આસમાની આબે હયાતના ટીપાઓ પડે છે, અને તે તેના ગળાને ભીના કરીને સીના સુધી પહોંચી જાય છે તો તે જમીન, મોતની નીંદથી અચાનક જાગી જાય છે, તેમા ં જિંદગીની શકિત અને જવાનીની કોમળતા દોડી જાય છે. તે ઝુમી ઉઠે છે, તેનું મોઢુ ધન – હરિયાળી અને જિંદગીના ખજાનાથી ખુલી જાય છે. હવામાં ઝુમતી ખેતી, જમીન પર ફેલાયેલા કીડી – મકોડા, સાપ – ગરોળી, જેવા પ્રાણીઓ જમીનની અંદરની જિંદગી અને જીવનદાયીનો સુબૂત આપે છે. વરસાદની ઋતુમાં જમીનની જિંદગીનું આ દ્રશ્ય કોણે નથી જોયું ?

જિંદગી પછી મોતના ગવાહો દરેક જગ્યાએ જણાય છે અને દરેક તેને જોઈ શકે છે જો કે જે વ્યકિતઓ માટે જેમને જીવવિજ્ઞાન, પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તેમના માટે તેની તસ્દીક અને

મરવા પછીના જીવનનો ખ્યાલ વધુ સ્પષ્ટ જોવા મળે છે, માટે કુર્આનમાં અલ્લાહ તઆલાએ આ બંને હકીકતોને મરવા પછીના જીવનના સુબુત માટે પેશ કરી છે, અને તેની તરફ ધ્યાન દોર્યુ છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

﴿يَا أَيُّهَا النَّاسُ إِن كُنتُمْ فِي رَيْبٍ مِّنَ الْبَعْثِ فَإِنَّا خَلَقْنَاكُم مِّن تُرَابٍ ثُمَّ مِن نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ مِن مُّضْغَةٍ مُّخَلَّقَةٍ وَغَيْرِ مُخَلَّقَةٍ لِّنُبَيِّنَ لَكُمْ وَنُقِرُّ فِي الْأَرْحَامِ مَا نَشَاءُ إِلَىٰ أَجَلٍ مُّسَمًّى ثُمَّ نُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوا أَشُدَّكُمْ وَمِنكُم مَّن يُتَوَفَّىٰ وَمِنكُم مَّن يُرَدُّ إِلَىٰ أَرْذَلِ الْعُمُرِ لِكَيْلَا يَعْلَمَ مِن بَعْدِ عِلْمٍ شَيْئًا وَتَرَى الْأَرْضَ هَامِدَةً فَإِذَا أَنزَلْنَا عَلَيْهَا الْمَاءَ اهْتَزَّتْ وَرَبَتْ وَأَنبَتَتْ مِن كُلِّ زَوْجٍ بَهِيجٍ ذَٰلِكَ بِأَنَّ اللَّهَ هُوَ الْحَقُّ وَأَنَّهُ يُحْيِي الْمَوْتَىٰ وَأَنَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ وَأَنَّ السَّاعَةَ آتِيَةٌ لَّا رَيْبَ فِيهَا وَأَنَّ اللَّهَ يَبْعَثُ مَن فِي الْقُبُورِ﴾

*તરજુમો : હે લોકો ! અગર તમે (કિયામતમાં) ફરી સજીવન થવા વિશે શંકામાં હો તો (વિચારો કે પ્રથમ) અમે તમને માટીથી બનાવ્યા, ફરી વીર્યથી, પછી જામેલા લોહીથી, ફરી સ્વરૂપ બનેલા માંસના લોચાથી અને સ્વરૂપ વિનાના લોચાથી કે જેથી અમે તમારી સમક્ષ (પોતાની કુદરત) જાહેર કરી દઈએ અને જેને અમે ચાહીએ છીએ તેને એક નિર્માણ થયેલી મુદ્દત (પ્રસૂતિ) સુધી ગર્ભાશયમાં થોભાવી રાખીએ છીએ. ફરી એટલા સુધી (મોહલત આપીએ છીએ) કે પોતાની ભર જુવાનીએ પહોંચો, પણ તમારામાંથી અમુક (જલદી) મરણ પામે છે અને તમારામાંથી કોઈ નકામી ઉંમર સુધી પહોંચાડી દેવામાં આવે છે કે જેથી એક વસ્તુ સમજ્યા પછી તેને કંઈ સમજે નહિ અને (હે જોનાર!) પૃથ્વીને તું (એક વખત) સૂકી જુએ છે. પછી જ્યારે અમે તેના ઉપર પાણી વરસાવીએ છીએ ત્યારે તે તાજી થઈ જાય છે*

*અને ઉપસી આવે છે અને દરેક પ્રકારની રળિયામણી વસ્તુઓ ઉગાવી દે છે. આ (બધું) એ કારણથી થયું કે અલ્લાહ જ હસ્તીમાં કામિલ છે અને તે જ નિર્જીવોને સજીવન કરે છે અને તે જ દરેક વસ્તુ પર શકિતતમાન છે અને એ (બધું આ કારણે થયું) કે કિયામત આવનાર છે. તેમાં જરાય શંકા નથી અને એ કે અલ્લાહ કબરવાળાઓને ઉઠાવશે. (સૂરએ હજ્જ : ૫ થી ૭)*

**બીજી જગ્યાએ ફરમાવ્યું :**

﴿وَلَقَدْ خَلَقْنَا الْإِنسَانَ مِن سُلَالَةٍ مِّن طِينٍ ثُمَّ جَعَلْنَاهُ نُطْفَةً فِي قَرَارٍ مَّكِينٍ ثُمَّ خَلَقْنَا النُّطْفَةَ عَلَقَةً فَخَلَقْنَا الْعَلَقَةَ مُضْغَةً فَخَلَقْنَا الْمُضْغَةَ عِظَاماً فَكَسَوْنَا الْعِظَامَ لَحْماً ثُمَّ أَنشَأْنَاهُ خَلْقاً آخَرَ فَتَبَارَكَ اللَّهُ أَحْسَنُ الْخَالِقِينَ ثُمَّ إِنَّكُم بَعْدَ ذَٰلِكَ لَمَيِّتُونَ ثُمَّ إِنَّكُمْ يَوْمَ الْقِيَامَةِ تُبْعَثُونَ﴾

*તરજુમો : અને અમે ઈન્સાનને માટીના સત્વથી બનાવ્યો છે. પછી અમે તેને વીર્યબિંદુ બનાવીને એક સુરક્ષિત સ્થળ (ગર્ભાશય)માં રાખ્યો. પછી અમે તે વીર્યબિંદુને જામેલું લોહી બનાવ્યું. ફરી તે જામેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો. ફરી તે લોચા(ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યાં. ફરી તે હાડકાં પર માંસ ચઢાવી દીધું. ફરી અમે (તેમાં પ્રાણ નાખી) તેને એક નવા જ સ્વરૂપમાં બનાવી દીધો. તો અલ્લાહની કેવી મોટી શાન છે જે સૌથી બેહતર બનાવનાર છે ! ફરી તમે એના પછી જરૂર મૃત્યુ પામશો. પછી તમે કિયામતના દિવસે (પુનઃ) સજીવન કરવામાં આવશો. (સૂરએ મુઅમિનૂન – ૧૨ થી ૧૬)*

**જમીનની જિંદગી અને પાણીના ઉપકારોની હાલત કુર્આને પોતાના ચમત્કારી શબ્દોમાં બયાન કરી છે.**

﴿اللَّهُ الَّذِي يُرْسِلُ الرِّيَاحَ فَتُثِيرُ سَحَاباً فَيَبْسُطُهُ فِي السَّمَاءِ

كَيۡفَ يَشَآءُ وَيَجۡعَلُهُۥ كِسَفٗا فَتَرَى ٱلۡوَدۡقَ يَخۡرُجُ مِنۡ خِلَٰلِهِۦۖ فَإِذَآ أَصَابَ بِهِۦ مَن يَشَآءُ مِنۡ عِبَادِهِۦٓ إِذَا هُمۡ يَسۡتَبۡشِرُونَ وَإِن كَانُواْ مِن قَبۡلِ أَن يُنَزَّلَ عَلَيۡهِم مِّن قَبۡلِهِۦ لَمُبۡلِسِينَ فَٱنظُرۡ إِلَىٰٓ ءَاثَٰرِ رَحۡمَتِ ٱللَّهِ كَيۡفَ يُحۡيِ ٱلۡأَرۡضَ بَعۡدَ مَوۡتِهَآۚ إِنَّ ذَٰلِكَ لَمُحۡيِ ٱلۡمَوۡتَىٰۖ وَهُوَ عَلَىٰ كُلِّ شَيۡءٖ قَدِيرٞ وَلَئِنۡ أَرۡسَلۡنَا رِيحٗا فَرَأَوۡهُ مُصۡفَرّٗا لَّظَلُّواْ مِنۢ بَعۡدِهِۦ يَكۡفُرُونَ فَإِنَّكَ لَا تُسۡمِعُ ٱلۡمَوۡتَىٰ وَلَا تُسۡمِعُ ٱلصُّمَّ ٱلدُّعَآءَ إِذَا وَلَّوۡاْ مُدۡبِرِينَ وَمَآ أَنتَ بِهَٰدِ ٱلۡعُمۡيِ عَن ضَلَٰلَتِهِمۡۖ إِن تُسۡمِعُ إِلَّا مَن يُؤۡمِنُ بِـَٔايَٰتِنَا فَهُم مُّسۡلِمُونَ ٱللَّهُ ٱلَّذِي خَلَقَكُم مِّن ضَعۡفٖ ثُمَّ جَعَلَ مِنۢ بَعۡدِ ضَعۡفٖ قُوَّةٗ ثُمَّ جَعَلَ مِنۢ بَعۡدِ قُوَّةٖ ضَعۡفٗا وَشَيۡبَةٗۚ يَخۡلُقُ مَا يَشَآءُۚ وَهُوَ ٱلۡعَلِيمُ ٱلۡقَدِيرُ ﴾

તરજુમો : અલ્લાહ એવો (કુદરતવાળો) છે જે પવનો ચલાવે છે. પછી તે વાદળાંને ઉઠાવે છે. ફરી અલ્લાહ તે (વાદળ)ને આકાશમાં ચાહે તેવી રીતે ફેલાવી દે છે અને તેના ભાગલા પાડી નાખે છે. પછી આપ જુઓ છો કે તેમાંથી વરસાદ નીકળી આવે છે. પછી જ્યારે તે વરસાદને પોતાના બંદાઓમાંથી ચાહે તેને પહોંચાડે છે કે તે જ વેળા તેઓ આનંદ કરવા લાગે છે (૪૮) અને તે લોકો પોતાના ઉપર વરસાદ પડવા અગાઉ તો પ્રથમથી નિરાશ બની ગયા હતા. (૪૯) માટે (હે જોનાર!) અલ્લાહની રહમત (વૃષ્ટિ)ની અસરોને નિહાળો કે અલ્લાહ (તે વડે) જમીનને તેના મરણ (સૂકાઇ જવા) પછી કેવી રીતે સજીવન કરે છે? બેશક, તે જ મુરદાઓને સજીવન કરનારો છે અને તે દરેક વસ્તુ પર કાબૂ ધરાવે છે. (સૂરએ રૂમ – ૪૮ થી ૫૦)

﴿وَٱللَّهُ ٱلَّذِيٓ أَرۡسَلَ ٱلرِّيَٰحَ فَتُثِيرُ سَحَابٗا فَسُقۡنَٰهُ إِلَىٰ بَلَدٖ مَّيِّتٖ فَأَحۡيَيۡنَا بِهِ ٱلۡأَرۡضَ بَعۡدَ مَوۡتِهَاۚ كَذَٰلِكَ ٱلنُّشُورُ ﴾

*તરજુમો : અને અલ્લાહ એવો છે જે (પ્રથમ) હવાઓ મોકલે છે, ફરી તે (હવાઓ) વાદળોને ઉઠાવે છે, પછી અમે તેને મરેલા (સૂકા) પ્રદેશ તરફ હાંકી લઇ જઇએ છીએ, પછી અમે તે(ના પાણી) વડે જમીનને તેના મરી (સૂકાઈ) જવા પછી જીવતી કરીએ છીએ, એવી જ રીતે (કિયામતમાં) સજીવન થવાનું છે. (સૂરએ ફાતિર – ૯)*

﴿وَمِنْ آيَاتِهِ أَنَّكَ تَرَى الْأَرْضَ خَاشِعَةً فَإِذَا أَنزَلْنَا عَلَيْهَا الْمَاءَ اهْتَزَّتْ وَرَبَتْ إِنَّ الَّذِي أَحْيَاهَا لَمُحْيِي الْمَوْتَى إِنَّهُ عَلَى كُلِّ شَيْءٍ قَدِيرٌ﴾

*તરજુમો : અને તેની (કુદરતની) નિશાનીઓ પૈકી એક એ છે કે આપ ધરતીને દબાઈ ગયેલી (સૂકી) જૂઓ છો, પછી જ્યારે તેના ઉપર અમે પાણી વરસાવીએ છીએ ત્યારે તે તાજી થાય છે અને ઉભરે છે. બેશક, જેણે તે ધરતીને (તેને ઘટતું) જીવન આપ્યું તે જ મુરદાઓને સજીવન કરશે. બેશક, તે દરેક વસ્તુ પર કુદરતવાળો છે.*

*(સૂરએ હા – મીમ – સિજદહ : ૩૯)*

﴿وَالَّذِي نَزَّلَ مِنَ السَّمَاءِ مَاءً بِقَدَرٍ فَأَنشَرْنَا بِهِ بَلْدَةً مَّيْتاً كَذَلِكَ تُخْرَجُونَ﴾

*તરજુમો: અને જેણે આકાશથી પાણીને માપસર ઉતાર્યું. ફરી તે વડે અમે એક સૂકા પ્રદેશને સજીવન કર્યો, એવી જ રીતે તમે પણ (કબરોમાંથી) કાઢવામાં આવશો. (સૂરએ ઝુખ્રૂફ :૧૧)*

**આ બે નિશાનિઓ અને બે સ્પષ્ટ નમૂનાઓ સિવાય પણ આ દુનિયાનું વિશાળ અને મહાન કાર્યક્ષેત્ર મૃત્યુ પછીના જીવનના નમૂનાઓ તથા દ્રશ્યો રાત – દિવસ રજૂ કરે છે, અહિંયા પલભરમાં જે વસ્તુઓ બનીને બગડે છે, અને તુટીને પાછી બને છે, એક બે – જાન, નિર્જીવ અને સંવેદનહીન ચીઝથી સારી, જીવતી – જાગતી, જીવન ધારક વસ્તુ, અને એક સારી જાનદાર ચીઝથી બિલ્કુલ બે – જાન અને મુર્દા ચીજ નીકળે છે, ઘણી ચીઝોથી તેની વિપરિત અસરો જોવા મળે છે, ઘણી મખલુકોને એક વખતે બનાવ્યા પછી બીજી વખતે બનાવવામાં આવે છે, જેમને ખુદાની આ**

અસીમ કુદરત, મખલુકાતની પ્રારંભિક પેદાઈશ તથા રચનાનો અભ્યાસ કર્યો છે, તેમને મૃત્યુ પછીના જીવવની શંકા હોતી નથી. અને તેમના માટે તેમાં કોઈ બૌધ્ધિક શંકા હોતી નથી.

﴿أَوَلَمْ يَرَوْا كَيْفَ يُبْدِئُ اللَّهُ الْخَلْقَ ثُمَّ يُعِيدُهُ إِنَّ ذَٰلِكَ عَلَى اللَّهِ يَسِيرٌ ۝ قُلْ سِيرُوا فِي الْأَرْضِ فَانظُرُوا كَيْفَ بَدَأَ الْخَلْقَ ثُمَّ اللَّهُ يُنشِئُ النَّشْأَةَ الْآخِرَةَ إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ﴾

*તરજુમો : શું તેઓ જોતા નથી કે અલ્લાહ મખ્લૂકને પહેલી વખત કેવી રીતે ઉત્પન્ન કરે છે. પછી તે જ તેને બીજી વખત સજીવન કરશે. બેશક, એ અલ્લાહ પર ઘણું સહેલું છે. (૧૯) હે નબી (સલ.) ! આપ ફરમાવી દો કે તમે દેશમાં હરો ફરો, પછી જુઓ કે તેણે કેવી રીતે (મખ્લૂકને) પહેલી વખત ઉત્પન્ન કરી છે. પછી અલ્લાહ પાછલી વખત પણ (સજીવન) કરી ઉઠાડશે. બેશક, અલ્લાહ દરેક વસ્તુ પર શક્તિતમાન છે. (સૂરએ અન્કબૂત : ૧૯ – ૨૦)*

﴿يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِي الْأَرْضَ بَعْدَ مَوْتِهَا وَكَذَٰلِكَ تُخْرَجُونَ﴾

*તરજુમો : તે સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને નિર્જીવને સજીવમાંથી કાઢે છે અને જમીનને તેના મરણ (સૂકાઇ જવા) પછી પુનઃસજીવ કરે છે અને એવી જ રીતે તમો (કબરોમાંથી) કાઢવામાં આવશો.*

*(સૂરએ રૂમ : ૧૯)*

અલ્લાહ માટે કોઈ વસ્તુને બનાવવી (શૂન્યમાંથી સર્જન કરવું) અને તેને ફરી બનાવવી (ટુટી ગયા પછી કે મરવા પછી ) તેના માટે બંને આસાન છે, પરંતુ માનવી માટે કોઈ વસ્તુને બીજી વખત બનાવવી પહેલા કરતા વધું આસાન છે, એટલા માટે જેને એક વખત ખુદાની સિફત "ખાલિક" નો સ્વીકાર કરી લીધો તેના માટે આ સિફતને બીજી વખત માનવી કોઈ મુશ્કેલ કાર્ય નથી (મતલબ કે તે અલ્લાહ મરવા પછી બીજી વખત જીવતો કરશે)

﴿وَهُوَ الَّذِى يَبْدَأُ الْخَلْقَ ثُمَّ يُعِيدُهُ وَهُوَ أَهْوَنُ عَلَيْهِ وَلَهُ الْمَثَلُ الْأَعْلَى فِى السَّمَاوَاتِ وَالْأَرْضِ وَهُوَ الْعَزِيزُ الْحَكِيمُ﴾

*તરજુમો : અને તે જ (અલ્લાહ) છે જે સૃષ્ટિને પહેલીવાર બનાવે છે. ફરી તે જ તેને બીજીવાર બનાવશે અને આ (ફરીથી બનાવી કાઢવું) તેના નજદીક તદ્દન સહેલું છે અને આકાશો તથા પૃથ્વીમાં તેની જ શાન સર્વોપરી છે અને તે જ અતિ બળવાન (અને) હિકમતવાળો છે.*

*(સૂરએ રૂમ : ૨૭)*

﴿أَوَلَمْ يَرَ الْإِنسَانُ أَنَّا خَلَقْنَاهُ مِن نُّطْفَةٍ فَإِذَا هُوَ خَصِيمٌ مُّبِينٌ وَضَرَبَ لَنَا مَثَلاً وَنَسِىَ خَلْقَهُ قَالَ مَنْ يُحْيِى الْعِظَامَ وَهِىَ رَمِيمٌ قُلْ يُحْيِيهَا الَّذِى أَنشَأَهَا أَوَّلَ مَرَّةٍ وَهُوَ بِكُلِّ خَلْقٍ عَلِيمٌ الَّذِى جَعَلَ لَكُم مِّنَ الشَّجَرِ الْأَخْضَرِ نَاراً فَإِذَا أَنتُم مِّنْهُ تُوقِدُونَ أَوَلَيْسَ الَّذِى خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ بِقَادِرٍ عَلَى أَنْ يَخْلُقَ مِثْلَهُم بَلَى وَهُوَ الْخَلَّاقُ الْعَلِيمُ إِنَّمَا أَمْرُهُ إِذَا أَرَادَ شَيْئاً أَنْ يَقُولَ لَهُ كُنْ فَيَكُونُ فَسُبْحَانَ الَّذِى بِيَدِهِ مَلَكُوتُ كُلِّ شَىْءٍ وَإِلَيْهِ تُرْجَعُونَ﴾

*તરજુમો : શું (કાફિર) માણસ એટલું નથી જોતો કે અમે તેને વીર્ય (બિંદુ)થી બનાવ્યો ? છતાં (ઇમાનના બદલે) એકદમ તે ખુલ્લી રીતે ટીકાખોર બનીગયો! અને તેણે અમારા માટે એક કઢંગો દાખલો આપ્યો અને પોતાની ઉત્પત્તિને ભૂલી ગયો ! તે કહે છે કે હાડકાને (ખાસ કરી) જ્યારે તે સડી ગયાં હોય કોણ સજીવન કરશે ? (હે નબી સલ.!) ફરમાવી દો કે તે સૌને તે જ અલ્લાહ સજીવન કરશે કે જેણે તે સૌને પ્રથમવાર સર્જ્યા હતા અને તે દરેક રીતે સર્જવું જાણે છે. જેણે કે તમારા માટે (અમુક) લીલા વૃક્ષોમાંથી આગ ઉત્પન્ન કરી. ફરી તમે ઝટ તેથી (બીજી) આગ સળગાવી લો છો. અને જેણે આકાશો તથા*

પૃથ્વીબનાવ્યાં તે શું એમના જેવા માણસોને (ફરી)બનાવી શકતો નથી ? કેમ નહિ, અને તે જમૂળ બનાવનાર (અને) સર્વજ્ઞ છે. તેનોનિયમ તો એ જ છે કે જ્યારે તે કોઇ વસ્તુને (ઉત્પન્ન) કરવા ચાહે છે તો તે વસ્તુને કહે છે કે "થઇ જા" બસ તે થઇ જાય છે. તો તે (અલ્લાહ) પવિત્ર છે કે જેનાહાથમાં દરેક વસ્તુની (સંપૂર્ણ) સત્તા છે, અને તેની જ હુજૂરમાં તમારે સૌએ પાછાફરવાનું છે.

(સૂરએ યાસીન : ૭૭ થી ૮૩)

﴿وَاللَّهُ أَنبَتَكُم مِّنَ الْأَرْضِ نَبَاتاً ثُمَّ يُعِيدُكُمْ فِيهَا وَيُخْرِجُكُمْ إِخْرَاجاً﴾

તરજુમો: અને અલ્લાહે તમને પૃથ્વીથી ખાસ પ્રકારે પેદા કર્યા. ફરી તમને (મૃત્યુ પછી) તેમાં જ પાછા લઈ જશે અને (કિયામતમાં તેમાંથી જ) તમને બહાર કાઢશે . (સૂરએ નૂહ : ૧૭ – ૧૮)

**જેને દુનિયામાં ખુદાની સિફાતોને જોઈ છે અને જે તેની કુદરત અને હિકમતથી વાકેફ છે, તેના માટે આ શું અજીબ (આશ્ચર્ય) ચીઝ છે.**

﴿أَوَلَمْ يَرَوْا أَنَّ اللَّهَ الَّذِى خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَلَمْ يَعْىَ بِخَلْقِهِنَّ بِقَادِرٍ عَلَى أَنْ يُحْيِىَ الْمَوْتَى بَلَى إِنَّهُ عَلَى كُلِّ شَىْءٍ قَدِيرٌ﴾

તરજુમો :શું તેઓ (મુશરિકો)એ આ નથી જાણ્યું ? કે જે અલ્લાહે આકાશો અને પૃથ્વીને સર્જ્યાં અને તે સૌના સર્જનમાં જરા થાકતયો નહિ. તે જ અલ્લાહ મુરદાઓને સજીવન કરવા શકિતમાન છે, કેમ ન હોય. બેશક તે દરેક વસ્તુ કરી શકે છે. (સૂરએ અહકાફ : ૩૩)

﴿أَفَلَمْ يَنظُرُوا إِلَى السَّمَاءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنَاهَا وَزَيَّنَّاهَا وَمَا لَهَا مِن فُرُوجٍ وَالْأَرْضَ مَدَدْنَاهَا وَأَلْقَيْنَا فِيهَا رَوَاسِىَ وَأَنبَتْنَا فِيهَا مِن كُلِّ زَوْجٍ بَهِيجٍ تَبْصِرَةً وَذِكْرَى لِكُلِّ عَبْدٍ مُّنِيبٍ وَنَزَّلْنَا مِنَ السَّمَاءِ مَاءً

مُّبَارَكاً فَأَنبَتْنَا بِهِ جَنَّاتٍ وَحَبَّ الْحَصِيدِ وَالنَّخْلَ بَاسِقَاتٍ لَّهَا طَلْعٌ

نَّضِيدٌ رِزْقاً لِّلْعِبَادِ وَأَحْيَيْنَا بِهِ بَلْدَةً مَّيْتاً كَذَلِكَ الْخُرُوجُ ﴾

*તરજુમો : શું તેઓ આકાશને પોતાના ઉપર જોતા નથી કે અમે તેને કેવું બનાવ્યું? અને તેને (તારાઓ વડે) શણગાર્યું અને તેમાં મુદ્દલ ફાટ નથી અને પૃથ્વીને અમે ફેલાવી દીધી અને તેમાં અમે પર્વતો થોભાવી દીધા અને અમે તેમાં દરેક પ્રકારની સુંદર વસ્તુઓ ઉગાડી. (અલ્લાહ તરફ) દરેક રજૂ થનાર બંદાની સૂજ અને હિદાયત માટે (એ બધું કર્યુ) અને અમે આકાશથી બરકતવાળું પાણી વરસાવ્યું. ફરી અમે તે વડે ઘણા બગીચા તથા કાપવામાં આવતી ખેતીનું અનાજ ઊગાડયું તથા લાંબા લાંબા ખજૂરીના ઝાડો, તેના ઝુમખાં અતિ ગીચ હોય છે. બંદાઓની રોજી માટે (એ સૌ ઉગાડયું) અને અમે તે (વરસાદ) વડે એક મરેલા (સૂકા) પ્રદેશને જીવતો કર્યો, એવી જ રીતે (મુરદાઓનું) નીકળવું છે. (સૂરએ કાફ : ૬ થી ૧૧)*

﴿ نَحْنُ خَلَقْنَاكُمْ فَلَوْلَا تُصَدِّقُونَ أَفَرَأَيْتُم مَّا تُمْنُونَ أَأَنتُمْ

تَخْلُقُونَهُ أَمْ نَحْنُ الْخَالِقُونَ نَحْنُ قَدَّرْنَا بَيْنَكُمُ الْمَوْتَ وَمَا نَحْنُ

بِمَسْبُوقِينَ عَلَى أَن نُّبَدِّلَ أَمْثَالَكُمْ وَنُنشِئَكُمْ فِي مَا لَا تَعْلَمُونَ

وَلَقَدْ عَلِمْتُمُ النَّشْأَةَ الْأُولَى فَلَوْلَا تَذَكَّرُونَ أَفَرَأَيْتُم مَّا تَحْرُثُونَ

أَأَنتُمْ تَزْرَعُونَهُ أَمْ نَحْنُ الزَّارِعُونَ لَوْ نَشَاء لَجَعَلْنَاهُ حُطَاماً فَظَلْتُمْ

تَفَكَّهُونَ إِنَّا لَمُغْرَمُونَ بَلْ نَحْنُ مَحْرُومُونَ أَفَرَأَيْتُمُ الْمَاء

الَّذِي تَشْرَبُونَ أَأَنتُمْ أَنزَلْتُمُوهُ مِنَ الْمُزْنِ أَمْ نَحْنُ الْمُنزِلُونَ لَوْ

نَشَاء جَعَلْنَاهُ أُجَاجاً فَلَوْلَا تَشْكُرُونَ أَفَرَأَيْتُمُ النَّارَ الَّتِي تُورُونَ

أَأَنتُمْ أَنشَأْتُمْ شَجَرَتَهَا أَمْ نَحْنُ الْمُنشِؤُونَ ﴾

*તરજુમો :અમે જ તમને પેદા કર્યા છે તો (પુનઃ સજીવન થવાને) તમે કેમ માનતા નથી ? વારુ, એ બતાવો જે વીર્ય તમે (ગર્ભાશયમાં)*

*પહોંચાડો છો તો શું તમે તેને બાળક બનાવો છો અથવા અમે બનાવનાર છીએ ? અમે જ તમારામાં મૌતને નિર્માણ કરી છે અને અમે આ (વાત)થી લાચાર નથી, કે છો તમારા જેવા લોકોને તમારા બદલે પેદા કરી નાખીએ અને તમને એવા સ્વરૂપમાં ઉઠાવીએ કે જેને તમે જાણતા જ નથી. અને તમે પહેલી વખત પેદા થવાને જાણી ચૂકતયા છો, છતાં કેમ સમજતા નથી ? વારુ, એ બતાઓ કે જે કંઇ (બીજ વગેરે) તમે વાવો છો શું તમે તેને ઉગાડો છો અથવા અમે ઉગાડનાર છીએ ? જો અમે ધારીએ તો તે (તૂલ)ને ચૂરેચૂરા કરી નાખીએ તો તમે અફસોસ કરનાર રહી જાઓ, કે અમે તો દંડાઇ જ ગયા, બલકે અમે તો તદ્દન અભાગ્ય જ રહી ગયા. વારુ, એ બતાવો જે પાણી તમે પીઓ છો શું તમે તેને વાદળથી વરસાવ્યું છે અથવા અમે વરસાવનાર છીએ ? જો અમે ચાહીએ તો તેને કડવું કરી નાખીએ, છતાં તમે કેમ આભાર માનતા નથી ? વારુ, એ બતાવો જે આગ તમે સળગાવો છો શું તેના ઝાડ તમે ઉત્પન્ન કર્યા છે અથવા અમે ઉત્પન્ન કરનાર છીએ ? (સૂરએ વાકિઅહ : ૫૭ થી ૭૨)*

﴿أَيَحْسَبُ الْإِنسَانُ أَن يُتْرَكَ سُدًى أَلَمْ يَكُ نُطْفَةً مِّن مَّنِيٍّ يُمْنَى ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوَّى فَجَعَلَ مِنْهُ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْأُنثَى أَلَيْسَ ذَلِكَ بِقَادِرٍ عَلَى أَن يُحْيِيَ الْمَوْتَى﴾

*તરજુમો :શું ઈન્સાન એમ ધારે છે કે તેને એમ જ છોડી દેવામાં આવશે? શુંતે એક વીર્ય બિંદુ ન હતો ? જે (ગર્ભસ્થાનમાં)ટપકાવવામાં આવ્યું હતું. ફરી તે લોહી(માંસ)નો લોચો બન્યો. પછી (અલ્લાહે) તેને(મનુષ્ય) બનાવ્યો, તો યોગ્ય અવયવો બનાવ્યા. ફરી તે (માનવીની બે જાતિ બનાવી) નર અને નારી. તો શું અલ્લાહ તઆલા (કિયામતમાં) મુરદાઓને સજીવન કરવાશકિતતમાન નથી ?*

*(સૂરએ કિયામહ : ૩૬ થી ૪૦)*

**આ દુનિયામાં ધ્યાનથી નજર નાંખવામાં આવે અને ચિંતન કરવામાં આવે તો માનવીનો અંતરઆત્મા સ્વયં ગવાહી આપશે કે આ દુનિયા પછી**

બીજી દુનિયા અને આ જિંદગી પછી બીજી જિંદગી હોવી જોઈએ, જે આ દુનિયાનો ઉપસંહાર (અંત) હોય જેમાં આ દુનિયાની જિંદગીના કાર્યોનો બદલો મળે, જો બીજી જિંદગી નથી તો માનવીની પેદાઈશ નિરર્થક અને આ સમગ્ર કારખાનું બેકાર છે, એટલા માટે અલ્લાહ તઆલાએ માનવ સ્વભાવને સંબોધિત કરીને ફરમાવ્યું :

﴿ أَيَحْسَبُ الْإِنسَانُ أَن يُتْرَكَ سُدًى﴾

*તરજુમો : શું ઈન્સાન એમ ધારે છે કે તેને એમ જ છોડી દેવામાં આવશે? (સૂરએ કિયામહ : ૩૬)*

﴿أَفَحَسِبْتُمْ أَنَّمَا خَلَقْنَاكُمْ عَبَثاً وَأَنَّكُمْ إِلَيْنَا لَا تُرْجَعُونَ﴾

*તરજુમો :શું તમે એમ ધારી લીધું હતું કે અમે તમને રમત તરીકે બનાવ્યા છે અને આ કે તમે અમારી પાસે પાછા નહિ આવો ?*

*(સૂરએ મુઅમિનૂન – ૧૧૫)*

જમીન અને આસમાન વિશે ફરમાવ્યું :

﴿وَمَا خَلَقْنَا السَّمَاءَ وَالْأَرْضَ وَمَا بَيْنَهُمَا بَاطِلاً ذَلِكَ ظَنُّ الَّذِينَ كَفَرُوا فَوَيْلٌ لِّلَّذِينَ كَفَرُوا مِنَ النَّارِ﴾

*તરજુમો : અને અમે આકાશ અને પૃથ્વી તથા જે કંઈ તે બન્નેની વચ્ચે છે તે સૌને નકામા પેદા કર્યા નથી; એ ધારણા તો તે લોકોની છે જેઓ કાફિર છે, તો કાફિરો માટે (આખિરતમાં) આગથી મહા ખરાબી છે.*

*(સૂરએ સાદ : ૨૭)*

﴿وَمَا خَلَقْنَا السَّمَاوَاتِ وَالْأَرْضَ وَمَا بَيْنَهُمَا لَاعِبِينَ ﴾

*તરજુમો :અને આકાશો તેમજ પૃથ્વીને તથા જે કંઈ એ બંનેની વચ્ચે છે તે સૌને અમે રમતાં રમતાં સર્જ્યાં નથી. (સૂરએ દુખાન : ૩૮)*

જમીન અને આસમાન તથા તેની અજાયબીઓ પર વિચાર કરવાથી માનવીની અંતરઆત્મા સ્વયં ગવાહી આપે છે અને તેની જબાન પોતે ઈકરાર કરે છે .

﴿إِنَّ فِيْ خَلْقِ السَّمَاوَاتِ وَالأَرْضِ وَاخْتِلاَفِ اللَّيْلِ وَالنَّهَارِ لآيَاتٍ لِّأُوْلِيْ الأَلْبَابِ الَّذِيْنَ يَذْكُرُونَ اللّهَ قِيَاماً وَقُعُوداً وَعَلَىٰ جُنُوبِهِمْ وَيَتَفَكَّرُونَ فِيْ خَلْقِ السَّمَاوَاتِ وَالأَرْضِ رَبَّنَا مَا خَلَقْتَ هَذا بَاطِلاً سُبْحَانَكَ فَقِنَا عَذَابَ النَّارِ رَبَّنَا إِنَّكَ مَن تُدْخِلِ النَّارَ فَقَدْ أَخْزَيْتَهُ وَمَا لِلظَّالِمِيْنَ مِنْ أَنصَارٍ﴾

*તરજૂમા : બેશક, આકાશો અને પૃથ્વીના બનાવવામાં તેમજ રાત્રિ અને દિવસના ફેરફારમાં બુધ્ધિશાળીઓ માટે (તવહીદની) નિશાનીઓ છે. કે જેઓ ઊભા રહી અને બેસી તેમજ પડખાં પર સૂઇ, અલ્લાહને યાદ કરે છે અને આકાશો તેમજ પૃથ્વીની ઉત્પપતિ વિશે વિચાર કરે છે, (અને કહે છે કે હે અમારા પરવરદિગાર !) તેં આ નિરર્થક બનાવ્યું નથી, તું સર્વ ઐબોથી પાક છે, તું અમને દોઝખના અઝાબથી બચાવ. હે અમારા પરવરદિગાર ! બેશક, જેને તું દોઝખમાં દાખલ કરે તો તેને. તેં ખરેખર ફજેત કર્યો અને એવા અન્યાયીઓનો કોઇ પણ સાથ આપનાર નથી.*

*(સૂરએ આલિ ઈમરાન : ૧૯૦ થી ૧૯૨)*

**આખિરત પર ઈમાનની ખાસિયતો**

એક પાક અકીદો, એક સત્ય અને ખામી વગરની વસ્તુ જેવી છે, જયારે દીલની જમીનમાં આ બીજ પડી જાય અને જમીન તેને કબૂલ કરી નાખે તેમજ તેની સંભાળ પર કરવામાં આવે તો તેનાથી એક પોડો નીકળે છે અને પછી તે વૃક્ષની શકલમાં તૈયાર થઈ જાય છે, જે પુરી જિંદગી તે પોતાના છાયડામાં લઈલે છે .

આખિરત પર ઈમાન એક બીજ છે જે સ્વયં પોતાની એક વિશિષ્ટતા રાખે છે, જયારે બીજની સારી વૃધ્ધિ થાય છે તો પછી અખ્લાક, ચારિત્ર, કિરદાર, ચાલ – ચલગત, વાચચીત વગેરે કોઈ વસ્તુ તેના અસરથી ખાલી નથી હોતી એક આખિરતને માનનારો અને તેનો ઈનકાર કરનારો બન્નેની

જિંદગી અને ચારિત્રમાં આ જ ફર્ક છે, જેમ વિવિધ બીજ દ્વરા પેદા થનારા વૃક્ષોની ડાળીઓ,પાંદડા અને ફુલોમાં ફર્ક હોય છે, આ બન્ને ઢાંચાઓ અલગ અલગ હોય છે, જેમાં બે અલગ અલગ પ્રકારના વિચારો નીકળે છે.

તે બન્નેમાં સૈધ્ધાંતિક ભેદ એ છે કે આખિરતને માનનારો તત્કાલ પ્રાપ્ત થનારી ચીજના બદલામાં મોડું પ્રાપ્ત થનાર ચીજ, રોકડના મુકાબલામાં કરજ, નષ્ટ થનારી ખુશીના મુકાબલામાં હંમેશા રહેનારી ખુશી ઈચ્છે છે. કુર્આનમાં આ સૈધ્ધાંતિક ભેદને વારંવાર સ્પષ્ટ કર્યો છે, દુનિયાને તેઓ આજીલા (ઉતાવરી) કહે છે અને મોત પછીની જિંદગીને તેઓ આખિરત કહે છે, અને બન્નેમાં તે પસંદની છુટ આપે છે,

﴿مَّن كَانَ يُرِيدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهُ فِيهَا مَا نَشَاءُ لِمَن نُّرِيدُ ثُمَّ جَعَلْنَا لَهُ جَهَنَّمَ يَصْلَاهَا مَذْمُومًا مَّدْحُورًا ۞ وَمَنْ أَرَادَ الْآخِرَةَ وَسَعَىٰ لَهَا سَعْيَهَا وَهُوَ مُؤْمِنٌ فَأُولَٰئِكَ كَانَ سَعْيُهُم مَّشْكُورًا﴾

*તરજુમો : જે કોઇ દુનિયાને ચાહે છે તો અમે તેમાંથી જેટલું ચાહીએ (અને) જેને માટે ચાહીએ છીએ જલદી આપી દઇએ છીએ. પછી અમે તેના માટે જહન્નમને નક્કી કરીએ છીએ, જેમાં તે બુરા હાલથી ધક્કા ખાતો દાખલ થશે. અને જે કોઇ આખિરત(ના સવાબ)ની ઇચ્છા રાખશે અને તે (આખિરત માટે) તેને ઘટતી કોશિશ કરશે એ શરતે કે મુઅમિન પણ હોય તો એવા લોકોની એ કોશિશ કબૂલ થશે.*

*(સૂરએ બની ઈસ્રાઈલ : ૧૮,૧૯)*

આ બે ભિન્ન પ્રકારની ખેતીઓ છે, એક ખેતી જે હમણાં વાવવામાં આવે અને આખિરતમાં કાપવામાં આવે, બીજી જે તત્કાલ વાવવામાં આવે અને તત્કાલ કાપી લેવામાં આવે, કુર્આનમાં જયાં બન્ને ખેતીઓનું વર્ણન કર્યુ છે ત્યાં એક પાતળી ભેદ રેખા બયાન કરી છે, કે એકનું પરિણામ તત્કાલ જાહેર થઈ જશે અને બીજાના પરિણામ માટે રાહ જોવાની છે, ફરમાવ્યું :

﴿مَن كَانَ يُرِيدُ حَرْثَ الْآخِرَةِ نَزِدْ لَهُ فِي حَرْثِهِ وَمَن كَانَ يُرِيدُ

حَرْثَ الدُّنْيَا نُؤْتِهِ مِنْهَا وَمَا لَهُ فِي الْآخِرَةِ مِن نَّصِيبٍ ﴾

*તરજુમો : જે કોઇ આખિરતની ખેતી ચાહતો હોય તેના માટે તેની ખેતીને અમે વધારીશું અને જે કોઇ દુનિયાની ખેતી ચાહતો હોય તેને અમે તેમાંથી કંઇક આપીશું, પણ તેના માટે આખિરતમાં કાંઇ હિસ્સો નથી. (૨૦) (સૂરએ શુરા : ૨૦)*

**આખિરતના ઈનકાર કરનારની આ ઉતાવરી વિચારશૈલી સાફ બયાન કરવામાં આવી,**

﴿ كَلَّا بَلْ تُحِبُّونَ الْعَاجِلَةَ وَتَذَرُونَ الْآخِرَةَ ﴾

*તરજુમો : (હે કાફિરો ! કિયામત વિશે તમે ધારો છો તેવું) કંઈ નથી, બલકે તમે દુનિયાની માયા રાખો છો (૨૦) અને આખિરતને ત્યજી બેઠા છો, (સૂરએ કિયામહ : ૨૦ – ૨૧)*

﴿ إِنَّ هَٰؤُلَاءِ يُحِبُّونَ الْعَاجِلَةَ وَيَذَرُونَ وَرَاءَهُمْ يَوْمًا ثَقِيلًا ﴾

*તરજુમો : બેશક, એ (કાફિર) લોકો દુનિયાનો પ્રેમ રાખે છે અને એક ભારે દિવસ (કિયામત)ને પોતાની પાછળ પડતો મૂકે છે. (સૂરએ દહ્ર : ૨૭)*

**તેજ લોકો વિશે ફરમાવ્યું,**

﴿ فَخَلَفَ مِن بَعْدِهِمْ خَلْفٌ وَرِثُوا الْكِتَابَ يَأْخُذُونَ عَرَضَ هَٰذَا الْأَدْنَىٰ وَيَقُولُونَ سَيُغْفَرُ لَنَا وَإِن يَأْتِهِمْ عَرَضٌ مِّثْلُهُ يَأْخُذُوهُ أَلَمْ يُؤْخَذْ عَلَيْهِم مِّيثَاقُ الْكِتَابِ أَن لَّا يَقُولُوا عَلَى اللَّهِ إِلَّا الْحَقَّ وَدَرَسُوا مَا فِيهِ وَالدَّارُ الْآخِرَةُ خَيْرٌ لِّلَّذِينَ يَتَّقُونَ أَفَلَا تَعْقِلُونَ ﴾

*તરજુમો : ફરી તેઓની પાછળ એવા નાલાયકો તેઓની જગ્યાએ આવ્યા, જે કિતાબ (તવરાત)ના વારિસ બન્યા, (પણ) તે લોકો એવા છે કે કિતાબના હુકમોને (બદલે) આ અદના જિંદગીની માલમત્તા લઈ લે છે અને (બેધડક) કહે છે કે અમારી જરૂર માફી થઈ જશે, પણ હાલત એ છે કે જો એવી જ માલમત્તા તેઓની પાસે પાછી આવી જાય*

તો તેને પણ લઈ લે છે; શું તેઓથી એ કિતાબમાં (આ બાબતનો) કરાર લેવામાં નથી આવ્યો કે અલ્લાહ વિશે સત્ય સિવાય કંઈ બોલવું નહિ ? અને તેમાં જે કંઈ છે તેને તો તેઓ વાંચી (પણ) ચૂકતયા છે અને ડરનારાઓ માટે આખિરતનું ઘર બહેતર છે; છતાં તમે સમજતા નથી? (૧૬૯) (સૂરએ અઅરાફ : ૧૬૯)

**બન્નેના અંતિમ લક્ષ્ય અને મકસદમાં પણ ફરક છે,**

﴿فَمِنَ النَّاسِ مَن يَقُولُ رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا وَمَا لَهُ فِي الآخِرَةِ مِنْ خَلَاقٍ وَمِنْهُم مَّن يَقُولُ رَبَّنَا آتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَفِي الآخِرَةِ حَسَنَةً وَقِنَا عَذَابَ النَّارِ﴾

તરજુમો :પણ કેટલાક લોકો એવા છે જેઓ કહે છે કે હે અમારા પરવરદિગાર ! અમને (જે કંઇ) આપવું હોય તે દુનિયામાં જ આપ અને એવા માણસ માટે આખિરતમાં (નેઅમતનો) કંઇ હિસ્સો નથી. (૨૦૦) અને તેઓમાંથી કેટલાક લોકો એવા છે જેઓ (દુઆમાં એમ) કહે છે કે હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઇ આપ તેમજ આખિરતમાં પણ નેઅ્મત આપ અને દોઝખના અઝાબથી અમને બચાવ. (સૂરએ બકરહ: – ૨૦૦ – ૨૦૧)

**જિંદગી અને દુનિયા વિષે બંનેની સોચ (વિચાર) એક – બીજાથી સૈધ્ધાંતિક રીતે અલગ અલગ હોય છે.**

﴿يَا قَوْمِ إِنَّمَا هَذِهِ الْحَيَاةُ الدُّنْيَا مَتَاعٌ وَإِنَّ الْآخِرَةَ هِيَ دَارُ الْقَرَارِ﴾

તરજુમો :હે મારી કૌમ ! આ જગત જીવનતો થોડો (સમય) લાભ ઉઠાવી લેવું છે અને આખિરત જે છે તે જ સદાનું ઘર છે.

**(સૂરએ મુઅમિન : ૩૯)**

﴿إِنْ هِيَ إِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوتُ وَنَحْيَا وَمَا نَحْنُ بِمَبْعُوثِينَ﴾

તરજુમો: બીજું કંઈ નથી, માત્ર અમારી આ દુનિયાની જિંદગી છે કે

*અમારામાંથી કોઈ મરે છે અને કોઈ પેદા થાય છે અને અમે ફરી ઉઠાવવામાં આવીશું નહિ. (સૂરએ મુઅમિનૂન : ૩૭)*

**આખિરતના અકીદા સાથે ગર્વ , મોટા બનવાનો શોખ અને જમીનમાં ફિતના – ફસાદ તેમજ તોડ – ફોડની ભાવના એકત્ર થઈ શકતી નથી, આ ઉદ્દેશ અને ગુણોને આ અકીદાના મિજાજ સાથે કોઈ સંબંધ નથી, અલ્લાહ તઆલા ફરમાવે છે.**

﴿تِلْكَ الدَّارُ الْآخِرَةُ نَجْعَلُهَا لِلَّذِيْنَ لَا يُرِيْدُوْنَ عُلُوًّا فِي الْأَرْضِ وَلَا فَسَادًا وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ﴾

*તરજુમો : આ આખિરતનું ઘર અમે તે જ લોકો માટે ખાસ કરીએ છીએ જેઓ દુનિયામાં આપવડાઈ ચાહતા નથી અને ન બગાડો કરવા (ચાહે છે) અને સારું પરિણામ (અલ્લાહથી) ડરનારાઓ માટે જ છે. (સૂરએ કસસ : ૮૩)*

**એટલા માટે આખિરતને માનનારાથી જિંદગીમાં મહાન બનવાનો જઝબો (ભાવના) પેદા થતો નથી. તે શાસક અને સત્તાધારી હોવા છતાં તેનામાંથી બંદગી અને વિનમ્રતાની આદત જતી નથી, બલ્કે જેટલા પ્રમાણમાં તેની પ્રતિષ્ઠા વધે છે, તેટલી જ તેનામાં વિનમ્રતા વધે છે, તેને જયારે ધન – દોલત અને શકિત પ્રાપ્ત થાય છે, તો તે એક આખિરતના ઈનકાર કરનાર (કાનૂન) ની જેમ નથી કહેતો.**

﴿إِنَّمَا أُوْتِيْتُهُ عَلٰى عِلْمٍ﴾

*તરજુમો : મને આ બધુ પોતાના હુનર અને બુધ્ધિથી પ્રાપ્ત થયું છે. (સૂરએ કસસ : ૭૮)*

**બલ્કે અકે સત્ય અને આખિરતને માનનારા (સુલેમાન (અલૈ.) ની જેમ કહે છે.**

﴿قَالَ هٰذَا مِنْ فَضْلِ رَبِّيْ لِيَبْلُوَنِيْ أَأَشْكُرُ أَمْ أَكْفُرُ﴾

*તરજુમો :ત્યારે કહેવા લાગ્યા કે એ તો મારા પરવરદિગારની કૃપા*

*છે, જેથી મને અજમાવે કે હું ઉપકાર માનું છું કે અપકારી બનું છું.*
*(સૂરએ નમ્લ : ૪૦)*

**જયારે તે પોતાના હાથોને ખુલ્લા અને પોતાની સલ્તનતને ફેલાયેલી જોઈને ફિરઓનની જેમ આવું કહેતા નથી.**

﴿أَلَيْسَ لِيْ مُلْكُ مِصْرَ وَهَـٰذِهِ الْأَنْهَارُ تَجْرِىْ مِن تَحْتِي﴾

*તરજુમો : શું મારા હાથમાં મિસર (દેશ)ની સત્તા નથી? અને આ નહેરો જે મારા (મહેલની) નીચે વહી રહી છે, શું તમે જોતા નથી?*

﴿مَنْ أَشَدُّ مِنَّا قُوَّة﴾

*તરજૂમો : કોણ છે અમારાથી વધુ શક્તિમાન.*

**બલ્કે એક પયગમ્બર બાદશાહની જેમ તેનું દિલ ખુદાની પ્રશંસા તારીફમાં અને જબાન ખુદાના શુક્રમાં ઝુકી જાય છે, અને તે એકદમ કહે છે.**

﴿رَبِّ أَوْزِعْنِىْ أَنْ أَشْكُرَ نِعْمَتَكَ الَّتِىْ أَنْعَمْتَ عَلَيَّ وَعَلَى وَالِدَيَّ وَأَنْ أَعْمَلَ صَالِحاً تَرْضَاهُ وَأَدْخِلْنِىْ بِرَحْمَتِكَ فِىْ عِبَادِكَ الصَّالِحِيْنَ﴾

*તરજુમો : હે મારા માલિક ! મને કાયમની તવફીક આપ કે તારા તે ઉપકારનો શુક્ર કર્યા કરું જેને તે મારા ઉપર તથા મારા માં–બાપ ઉપર કર્યો છે અને એ (તૌફીક) પણ આપ કે એવાં નેક કામ કરતો રહું જેનાથી તું ખુશ થાય અને પોતાની કૃપાથી તારા (ખાસ) નેક બંદાઓમાં શામિલ રાખ.* *(સૂરએ નમલ: ૧૯)*

**તે દુનિયાની આ હુકુમત પર સંતોષ માનતો નથી, તે જાણે છે કે અસલ સન્માન આખિરતનું સન્માન છે, અસલ દોલત ખુદાની સાચી ગુલામીની દોલત છે, એટલા માટે તે ખુદાના ઈનામોની શુક્ર સાથે જે આખરી ચીઝની ઈચ્છા કરે છે તે એ છે કે દુનિયાથી એક સાચો ફરમાંબરદાર બનીને ઉઠે અને ખુદાના નેક બંદાઓમાં દાખલ થઈ જાય. હઝરત યુસૂફ (અલૈ.) કહે છે.**

﴿رَبِّ قَدْ آتَيْتَنِي مِنَ الْمُلْكِ وَعَلَّمْتَنِي مِن تَأْوِيلِ الأَحَادِيثِ
فَاطِرَ السَّمَاوَاتِ وَالأَرْضِ أَنتَ وَلِيِّي فِي الدُّنُيَا وَالآخِرَةِ تَوَفَّنِي
مُسْلِماً وَأَلْحِقْنِي بِالصَّالِحِينَ﴾

*તરજુમો : હે પરવરદિગાર ! તેં મને અમુક દેશની સત્તા આપી તેમજ મને સ્વપ્નાની તાબીર શીખવી. હે આકાશો અને પૃથ્વીના રચનાર ! તું જ દુનિયા અને આખિરતમાં મારો કાર્યસાધક છે. તું મને સંપૂર્ણ ફરમાં બરદારીની જ હાલતમાં મૌત આપ અને મને નેકબખ્તો સાથે મેળવી દે. (સૂરએ યુસૂફ : ૧૦૧)*

આખિરતને માનનારઓ દુનિયાની બદનામીના મુકાબલામાં આખિરત અને હશ્રની બદનામીથી વધારે ડરે છે, તે આ વિચારથી ડરતો રહે છે, હઝરત ઈબ્રાહીમ અલૈ.ની દુઆ છે.

وَلَا تُخْزِنِي يَوْمَ يُبْعَثُونَ    يَوْمَ لَا يَنفَعُ مَالٌ وَلَا بَنُونَ    إِلَّا مَنْ أَتَى
اللَّهَ بِقَلْبٍ سَلِيمٍ

*તરજુમો : અને જે દિવસે સૌ સજીવન થઈ ઉઠશે તે દિવસે મને રુસ્વા ન કરજો. (૮૭) જે દિવસે કે ન દૌલત કામ આવશે અને ન ઔલાદ; (૮૮) પરંતુ જે કોઈ પાક દિલ લઈને અલ્લાહની હુઝૂરમાં આવ્યો હશે. (સૂરએ શુઅરા : ૮૭ થી ૮૯)*

**મો'મિનની દુઆ :**

﴿رَبَّنَا إِنَّكَ مَن تُدْخِلِ النَّارَ فَقَدْ أَخْزَيْتَهُ وَمَا لِلظَّالِمِينَ مِنْ أَنصَارٍ
رَّبَّنَا إِنَّنَا سَمِعْنَا مُنَادِياً يُنَادِي لِلإِيمَانِ أَنْ آمِنُواْ بِرَبِّكُمْ فَآمَنَّا رَبَّنَا
فَاغْفِرْ لَنَا ذُنُوبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّئَاتِنَا وَتَوَفَّنَا مَعَ الأبْرَارِ  رَبَّنَا وَآتِنَا مَا
وَعَدتَّنَا عَلَى رُسُلِكَ وَلاَ تُخْزِنَا يَوْمَ الْقِيَامَةِ إِنَّكَ لاَ تُخْلِفُ
الْمِيعَادَ﴾

*તરજુમો : હે અમારા પરવરદિગાર ! બેશક, જેને તું દોઝખમાં દાખલ કરે તો તેને તેં ખરેખર ફજેત કર્યો અને એવા અન્યાયીઓનો કોઇ પણ સાથ આપનાર નથી. (૧૯૨) હે અમારા પરવરદિગાર ! અમે એક મુનાદીનેર સાંભળ્યો; જે ઇમાન લાવવા માટે જાહેરાત કરતો હતો કે (હે લોકો !) તમે પોતાના પાલનહાર પર ઇમાન લાવો, જેથી અમે ઇમાન લાવ્યા. હે અમારા રબ ! હવે અમારા ગુનાહ માફ કર અને અમારી બુરાઇઓને પણ અમારાથી દૂર કર અને નેક લોકો સાથે અમને મૌત આપ. (૧૯૩) હે અમારા રબ ! અને તારા રસૂલો મારફતે જે (જન્નત)નો તેં અમારાથી વાયદો કર્યો છે તે અમને આપ અને કિયામતના દિવસે અમને બેઆબરૂ કરીશ નહિ. બેશક, તું વાયદાથી વિરુદ્ધ કરતો નથી.*

*(સૂરએ આલિ ઈમરાન : ૧૯૨ થી ૧૯૪)*

**તેનું પરિણામ એ છે કે આખિરતમાં હંમેશા અઝાબ અને હશ્રની તે બદનામી પર દુનિયાની મોટામાં મોટી તકલીફ અને મોટી બદનામીને તે સહન કરી લે છે, તે ડરથી ન કેવળ તેને સહન કરે છે બલ્કે ઘણી વખતે તો પોતાના ગુનાહોનો ઈકરાર કરીને જાતે વહોરી લે છે.**

**રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં એક મુસલમાન પુરુષ માઈઝ અને એક મુસલમાન સ્ત્રી ગમિદિય્યહએ વારંવાર પોતાની ભૂલનો એકરાર કર્યો અને ઈચ્છા વ્યકત કરી કે તેમને દુનિયામાં સજા આપીને આખિરતના કલંક અને જહન્નમના અઝાબથી બચાવવામાં આવે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અનદેખી કરી પરંતુ તેઓ વારંવાર સામે આવ્યા અને તેઓએ આ સજાની દરખ્વાસ્ત કરી.**

عن عبد الله بن بريدة عن أبيه أن ماعز بن مالك الأسلمي أتىٰ رسول الله ﷺ فقال يا رسول الله ! إني قد ظلمت نفسي وزنيت وإني أريد أن تطهّرني فردّه فلما كان من الغد أتاه، فقال يا رسول الله ! إني قد زنيت ، فرده الثانية، فأرسل رسول الله ﷺ إلى

قـومـه ، فقال أتعلمون بعقله بأسا تنكرون منه شيئا، فقالوا مانعلمه إلا وفـى الـعـقـل من صالحينا فيما نرى، فأتاه الثالثة فأرسله إليهم أيـضـا فسئـل عـنـه فـأخبروه أنه لابأس به ولابعقله، فلما كانت الـرابـعة حـفـر لـه حـفـرـة ثم أمربه فرجم، قال، فجاء ت الغامدية فـقـالـت يـا رسول الله ﷺ إنى قد زنيت فطهرنى وإنه ردها فلاما كـان الـغـد، قـالت يا رسول الله ! لِم تردنى؟ لعلك أن تردنى كما رددت مـاعـزاً، فـوالـلـه إنـى لـحبلىٰ، قال أما الآن فاذهبنى حتى تـلـدى، قـال ، فـلـمـا ولـدت أتته بالصبى فى خرقة، قالت هذا قد ولـدتـه، قـال اذهبـى فـأرضعيه حتى تطعميه فلما فطمته وقد أكل الـطـعام، فدفع الصبى إلى رجل من المسلمين ثم أمرلها فحفر لها إلـى صـدرها وأمر الناس فرجموها، فاستقبل خالد بن وليد بحجر فـرمـى رأسهـا فـقـال مهلا يا خالد، فوالذى نفسى بيده لقد تابت تـوبة لـوتـابهـا صـاحـب مكس لغفرله، ثم أمر بوجها فصلى عليها ودفنت. (صحيح مسلم ، كتاب الحدود)

*તરજૂમો : હદીસ શરીફમાં છે અબ્દુલ્લાહ બિન બૂરૈદહ (રદી.) પોતાના વાલિદથી રિવાયત કરે છે કે એક દિવસે માઈઝ બિન માલિક અસલમી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં આવ્યા અને અરજ કરી, યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મે મારી ઉપર જુલ્મ કર્યો છે, મતલબ કે મારાથી વ્યભિચાર થઈ ગયો છે, માટે મારી ઉપર સજાનો હુકમ લગાવો, અને મને પાક કરો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તે દિવસે તેમને પાછા કાઢી મુકયા, બીજા દિવસે ફરી હાજર થયા અને તેમને અરજ કરી કે યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મારાથી વ્યભિચાર થઈ ગયો છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ તે દિવસે પણ તેમને પાછા કાઢી મુકયા અને તેમના કુટુંબીજનોને બોલાવ્યા અને પૂછયું કે તમને ખબર*

છે કે માઈઝની અકલમાં કોઈ ખરાબી તો નથી આવી, તેઓએ અરજ કરી, જ્યાં સુધી અમને ખબર છે ત્યાં સુધી અમે તેની અકલને કારણે પોતાની કોમમાં સારો સમજીએ છીએ. માઈઝ ત્રીજી વખતે ફરી હાજર થયા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પોતાના કબીલામાં મોકલી તેમના વિષે પુછયું, તેઓએ કહયું કે અમારી નજીક તેનામાં કોઈ બીમારી અને અકલની ખરાબી નથી પછી જયારે ચોથી વખતે આવ્યા તો તેમના માટે એક ખાડો ખોદાવ્યો અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમથી તેમને સંગસાર (પથ્થરોથી મારી નાખવા) કરવામાં આવ્યા, પછી ગમિદિયહ (સ્ત્રી) આવી અને તેને અરજ કરી યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મારાથી વ્યભિચાર થઈ ગયો છે, માટે સજા નકકી કરો, મને આ ગુનાહથી પાક કરાવો. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પાછા કાઢી મુકયા, બીજા દિવસે તે ફરી આવી અને અરજ કરી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તમે મને કેમ પાછી કાઢી મુકી, કદાચ આપે મને (શંકાને કારણે) એવી રીતે પાછા કાઢી જેવી રીતે માઈઝને પાછા કાઢયા હતા. અલ્લાહની કસમ મને ગર્ભ પણ રહી ગયો છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જયારે આ વાત છે તો પછી સજા હમણાં થઈ શકતી નથી. માટે હમણા પાછા જાઓ, અહિંયા સુધી કે બાળકનો જન્મ થઈ જાય, આ ઘટનાને બયાન કરનાર કહે છે, કે જયારે બાળકનો જન્મ થયો તો તે સ્ત્રી એક કપડામાં બાળકને લઈને આવી અને અરજ કરી આ બાળક છે જે મારાથી પેદા થયું છે, (માટે હવે મારી ઉપર સજા નકકી કરો) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે ના, જાઓ તેને દૂધ પિવડાવો, અહીયા સુધી કે તે રોટી ખાવા લાગે, પછી જયારે તે બાળકે દૂધ છોડ્યું, અને રોટી ખાવા લાગ્યું તો તે પાછી બાળકને લઈને આવી અને તેના હાથમાં રોટી હતી અને અરજ કરી કે, યા રસૂલુલ્લા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! મેં તેનું દૂધ છોડાવી દીધું છે, અને તે હવે ખાવા લાગ્યું છે, (માટે હવે મારી ઉપર સજા નકકી કરાવો.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બાળકને લઈને મુસલમાનોમાંથી એકને સોપ્યું, પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમથી તેની છાતી સુધી ખાડો ખોડયો (તેમાં તેને છાતી સુધી

*ઉતારી) લોકોએ તેને સંગસાર કરી. તે સંગસાર કરનારાઓમાં ખાલિદ ઈબ્ને વલિદ (રદી.) પણ હતા, તેમને એક પથ્થર ઉઠાવીને તેના માથા ઉપર માર્યો, તેમાંથી લોહી ઉડયું, અને ખાલિદના ચહેરા પર તેનો છાંટો ઉડયો. ખાલિદે તેને બુરૂ – ભલું કહયું જે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાંભળી લીધું, તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખાલિદથી ફરમાવ્યું કે તેને બુરૂ – ભલું ન કહો, કસમ છે તે જાતની જેના કબ્જામાં મારી જાન છે, તેને એવી તબવા કરી છે કે જો ના જાઈઝ ટેક્સ વસૂલ કરનારના કોઈ જાલિમ પણ એવી તવબા કરે તો માફ કરી દેવામાં આવે. પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમથી તેની જનાઝાની નમાઝ પઢવામાં આવી અને તેને દફન કરવામાં આવી. (મુસ્લિમ – કિતાબુલ હુદૂદ)*

**એક દુનિયાદાર અને આખિરતના ઈનકાર કરનારની નજીક આ કૃત્ય મૂર્ખતાભર્યુ અને પાગલપણું છે, એક માણસ પોતાનું છુપાયેલું એબ (ખામી) જાહેર કરે અને પોતાના શરીરને અઝાબમાં નાખે, પરંતુ એક મો'મિન માટે તેનાથી વધીને અકલમંદ – સમજદારીનું કાર્ય નથી કે, આખિરતના અઝાબના મુકાબલામાં દુનિયાના અઝાબને સહન કરે, એટલા માટે કે તેની નજીક આખિરતનો અઝાબ વધુ સખત, ભયાનક અને લાંબી મુદ્દત માટેનો છે.**

﴿وَلَعَذَابُ الْآخِرَةِ أَشَدُّ وَأَبْقَى﴾

*તરજુમો :અને ખચીત્ આખિરતનો અઝાબ બહુ સખત અને વધુ ટકી રહેનાર છે. (સૂરએ તાહા : ૧૨૭)*

﴿وَلَعَذَابُ الْآخِرَةِ أَخْزَى﴾

*તરજુમો : અને ખચીત્ આખિરતનો અઝાબ ઘણો ઝલીલ કરનાર છે. (સૂરએ હા –મીમ – સિજદહ : ૧૬)*

﴿وَلَعَذَابُ الْآخِرَةِ أَشَقُّ وَمَا لَهُمْ مِّنَ اللَّهِ مِنْ وَّاقٍ﴾

*તરજુમો : અને ખચીત્ આખિરતનો અઝાબ બહુ સખત છે. અને ત્યાં અલ્લાહના અઝાબથી બચાવનાર કોઈ નહિ હોય. (સૂરએ રઅદ : ૩૪)*

ઉપરાંત આ અકીદાનું પરિણામ એ છે કે માનવી એકાંતમાં હોય કે જાહેરમાં કાનૂનનો પાબંદ, સાવધ અને ખુદાની બંદગી કરનાર હોય છે, અને જયાં તેને કોઈ જોનાર કે પકડ કરનાર ન હોય ત્યાં પણ તેનાથી અખલાક અને વફાદારીની વિરૂધ્ધ કોઈ કાર્ય થતું નથી.

મદાયનના વિજય વખતે લોકોએ માલે ગનીમતમાં ઈરાનના બદશાહનો ફર્શ (ફરસ) લઈ, જે લાખો રૂપિયાનો હતો તે સુરક્ષિત રીતે સેનાપતિ સુધી પહોંચાડી દેવામાં આવ્યો, એવી રીતે એક સામાન્ય સિપાઈને કિસરાનો બહૂમુલ્ય જડિત તાજ હાથ લાગ્યો, તેને પણ તે સરદારને હવાલે કરી દીધો, હઝરત સઅદ (રદી.) એ જયારે આ સામાન હઝરત ઉમર (રદી.) ને મોકલ્યો અને તેમને તે માલે ગનીમતને જોયો તો તેમની જબાનથી એકદમ નીકળ્યું જે લોકોએ આ બહુમુલ્ય ચીઝોને હાથ ન લગાડયો અને તેમની નિય્યતમાં ખરાબી ન આવી, નિઃશક તેઓ બહુ નેક લોકો છે આખિરતના અકીદા અને યકીનનો મનો વૈજ્ઞાનિક અસર આ થાય છે કે માનવીમાં દુનિયાની તકલીફ, પરેશાની, અને નિષ્ફળતાઓને સહન કરવાની શકિત પેદા થઈ જાય છે, જે આખિરતના ઈનકાર કરનારામાં હોતી નથી.

આખિરતના અકીદાનું યકીન રાખનારો આ યકીન રાખે છે કે આ જિંદગી પછી એક બીજી જિંદગી આવવાની છે, જે હંમેશા રહેનારી છે, અને તે દુનિયાની જિંદગીના કાયદા – કાનૂન પ્રમાણે નથી એટલા માટે જો તે મો'મિન છે અને સારા કાર્યો કરે છે તો તેને યકીન હોય છે કે તેની બધી તકલીફોનો ત્યાં બદલો મળવાનો છે, આ ચાર દિવસની જિંદગી તો કોઈ પણ પ્રકારે પૂરી થઈ જશે, પછી ત્યાં તેનો ખ્યાલ પણ નહિ આવે. (૧)

*(૧) હાશિયહ :એટલા માટે ઈસ્લામી દેશોમાં આત્મહત્યાના બનાવોની સંખ્યા પશ્ચિમના દેશોની સરખામણીમાં શૂન્ય છે, અને આ બનાવો પણ ત્યાં બને છે, જયાં પશ્ચિમમી સંસ્કૃતિ અને દુનિયા પરસ્તી હોય અને આખિરતને ભૂલાવી દીધી હોય, અથવા આખિરતનો ખ્યાલ બિલ્કુલ ઓછો કરી દીધો હોય.*

ઉપરાંત આખિરતનો અકીદો ખુદાના દિદાર(દર્શન) નો શોખ અને જન્નતની ઈચ્છાએ માનવીમાં એવી લગન પેદા કરી દીધી હોય, જે બીજી યુકિતઓ, કવિતાઓ અને અશઆરથી શકય નથી મો'મિન પોતાની જાતને વેચાયેલી સમજે છે, જેનો બદલો તેને જન્નત સ્વરૂપે મળશે.

﴿إِنَّ اللّٰهَ اشْتَرَى مِنَ الْمُؤْمِنِينَ أَنفُسَهُمْ وَأَمْوَالَهُم بِأَنَّ لَهُمُ الْجَنَّةَ يُقَاتِلُونَ فِي سَبِيلِ اللّٰهِ فَيَقْتُلُونَ وَيُقْتَلُونَ﴾

*તરજુમો : બેશક, અલ્લાહે મુસલમાનોથી તેમની જાનો તથા માલને ખરીદી લીધા આ વાતના બદલામાં કે તેમના માટે જન્નત છે. તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે, જેમાં (કદી) તેઓ મારે છે અને (કદી) માર્યા પણ જાય છે; (સૂરએ તવબહ : ૧૧૧)*

આ અકીદાએ મુસલમાનોમાં જાન આપવા માટે બેકરારી અને ઈસ્લામ માટે જાન ન્યોછાવર કરવાની ભાવના પેદા કરી દીધી છે, તેના નમૂનાઓ મળવા મુશ્કેલ છે, મુસ્લિમ શરીફની રિવાયત છે કે દુશ્મનોની મોજૂદગીમાં હઝરત અબૂ મૂસા અશ્અરી (રદી.) એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું આ કથન સાંભળ્યું કે "જન્નતના દરવાજા તલવારોની છાંયામાં છે" એક માણસ જે પરેશાન હતો, ફાટેલા કપડાં પહેરેલા હતા, ઉભો થયો અને તેને કહયું કે અય અબૂ મૂસા ! શું તમે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યું છે ?
તેઓએ કહયું કે હા, તે પોતાના સાથીઓ પાસે ગયો અને કહયું કે મારા સલામ કબૂલ કરો. હું વિદાય લઉં છું, પછી તલવારનું મ્યાન (ખોખુ – થેલી) તોડયું અને જમીન પર ફેંકી દીધું, અને તલવાર લઈને દુશ્મનોમાં ઘુસી ગયા, અને ખુદાના રસ્તામાં જાન આપી દીધી.

એક વખતે હઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું

قوموا الى الجنة عرضها السموات والارض

*ઉઠો, ચાલો તે જન્નત તરફ જેની પહોળાઈ બધી જમીનો અને આસમાન જેટલી છે, (મુસ્લિમ)*

હઝરત ઉમૈર બિન હુમામ (રદી)એ ફરમાવ્યું "યા રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એવી જન્નત જેની પહોળાઈ આસમાન અને જમીન છે, અથવા પહોળાઈમાં જમીન અને આસમાન આવી જશે ? આપ (સલ.)એ ફરમાવ્યું હા, તેઓએ કહયું કે "ઓ હો ! રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું, આવું કેમ કહો છો ? તેઓએ કહયું કે યા રસૂલુલ્લાહ (સલ.) કેવળ એ ઉમ્મીદે કહું છું કે કદાચ હું પણ તે જન્નતી લોકોમાંથી હોઉં, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું તમે તેમાંથી છો, તેઓ પોતાની થેલીમાંથી ખજૂર કાઢી ખાવા લાગ્યા, પછી કહયું કે, જો હું આ ખજૂરના ખાવા સુધી જીવતો રહું તો આ તો લાંબી જિંદગી છે, પછી તેમને ખજૂરો નાંખી દીધી અને લડવાનું શરૂ કર્યું, અહીંયા સુધી કે શહીદ થઈ ગયા. (મુસ્લિમ)

હઝરત જાબિર (રદી.) કહે છે કે હઝરત અનસ બિન નઝર (રદી.)એ ઉહુદમાં હઝરત સઅદ બિન મઆઝ (રદી.)ને જોયા તો કહયું કે " નઝર ખુદાની કસમ જન્નતની સુગંધ ઉહુદના પહાડથી આવી રહી છે, જયારે તેઓ શહીદ થઈ ગયા તો તેમના શરીર પર એંસીથી વધુ ઘા હતા, તલવારના, ભાલના અને તીરના ઘા થી બદન ગળણી (છલની) જેવું બની ગયું હતું તેને કારણે તેમને ઓળખી શકાતા ન હતા, પરંતુ તેમની બહેને તેમને માત્ર એક આંગળીને કારણે ઓળખી લીધા.જેમાં કોઈ ખાસ નિશાની હશે.

## આખિરતના ઈન્કારની અસરો :

આખિરતના ઈનકારનો પહેલો સ્વભાવિક અસર એ છે કે દુનિયાની જિંદગી અને તેનીચીઝોથી આનંદ અને લાભ મેળવવાનો નશો પેદા થઈ જાય છે, અને આ જ જીવનનો હેતુ બની જાય છે, જે જમાત અને સોસાયટી આ અકીદો ધરાવે છે તે " ખાઓ, પીઓ અને મસ્ત રહો" નો નારો બુલંદ કરે છે, અને તેની આખી જિંદગીમાં ભાગદોડ જોવા મળે છે, અને વાસ્તવમાં આખિરતના ઈનકાર પછી આ નશો છવાયેલો રહે છે જે આ જિંદગી પછી કોઈ બીજી જિંદગીની કલ્પનાથી ખાલી હોય છે, તે આ જિંદગીમાં આનંદ

ઉઠાવવામાં અને દિલની આગ ઓલવવામાં કેમ કમી કરે. તે ભોગ – વિલાસને કયા દિવસ માટે રાખી મુકે, એટલા માટે કુર્આન શરીફ કહે છે.

﴿وَالَّذِيْنَ كَفَرُوا يَتَمَتَّعُونَ وَيَأْكُلُونَ كَمَا تَأْكُلُ الْأَنْعَامُ وَالنَّارُ مَثْوًى لَّهُمْ﴾

*તરજુમો : અને જે કાફિરો છે તે (દુનિયામાં) મોજ માણી રહ્યા છે અને (આખિરતથી) નચિંત (બની) એવું ખાય છે જેવું કે ઢોરો ખાય છે, પણ જહન્નમ તેઓનું ઠેકાણું છે. (સૂરએ મુહમ્મદ : ૧૨)*

તેવા જ લોકોથી જ કયામતમાં કહેવામાં આવશે

﴿أَذْهَبْتُمْ طَيِّبَاتِكُمْ فِيْ حَيَاتِكُمُ الدُّنْيَا وَاسْتَمْتَعْتُم بِهَا فَالْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُونِ بِمَا كُنتُمْ تَسْتَكْبِرُونَ فِيْ الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ﴾

*તરજુમો :તમે તમારા ભાગની નેઅમતોને દુનિયાની જિંદગીમાં મેળવી લીધી, અને તેમનાથી તમે ખૂબ લાભ લઈ ચૂકતયા, હવે આજે રુસ્વાઇના અઝાબની શિક્ષા આપવામાં આવશે, કારણ કે તમે દેશમાં નાહક ગર્વ કરતા હતા. (સૂરએ અહકાફ : ૨૦)*

આખિરતના ઈનકારનું સ્વભાવિક પરિણામ એ છે કે દુનિયાની ચીઝો તેમા કામ આવનારી વસ્તુઓ વધું સુશોભિત અને લોભામણી બની જાય છે, તેની દ્રષ્ટિ ભૌતિકવાદી બની જાય છે, એટલે તે વાસ્તવિકતા સુધી પહોંચતો નથી.

﴿إِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ زَيَّنَّا لَهُمْ أَعْمَالَهُمْ فَهُمْ يَعْمَهُونَ﴾

*તરજુમો : બેશક, જે લોકો આખિરતને માનતા નથી અને તેઓની નજરોમાં તેઓનાં કુકર્મો ભલાં દેખાડયા છે, જેથી તેઓ ભટકતા ફરે છે. (સૂરએ નમૂલ : ૪)*

﴿قُلْ هَلْ نُنَبِّئُكُم بِالْأَخْسَرِيْنَ أَعْمَالًا الَّذِيْنَ ضَلَّ سَعْيُهُمْ فِيْ الْحَيَاةِ الدُّنْيَا وَهُمْ يَحْسَبُونَ أَنَّهُمْ يُحْسِنُونَ صُنْعاً أُولَئِكَ الَّذِيْنَ

كَفَرُوا بِآيَاتِ رَبِّهِمْ وَلِقَائِهِ فَحَبِطَتْ أَعْمَالُهُمْ فَلَا نُقِيمُ لَهُمْ يَوْمَ

الْقِيَامَةِ وَزْنًا ذَلِكَ جَزَاؤُهُمْ جَهَنَّمُ بِمَا كَفَرُوا وَاتَّخَذُوا آيَاتِي

وَرُسُلِي هُزُوًا إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ كَانَتْ لَهُمْ

جَنَّاتُ الْفِرْدَوْسِ نُزُلًا خَالِدِينَ فِيهَا لَا يَبْغُونَ عَنْهَا حِوَلًا﴾

*તરજુમો :(હે નબી સલ. !) આપ (તેમનાથી) ફરમાવી દો કે શું અમે તમને એવા લોકો બતાવીએ કે જેમની કરણી તદ્દન વ્યર્થ ગઈ? આ તે લોકો છે જેઓની દુનિયાની જિંદગીમાં કરેલી કોશિશ બરબાદ થઈ ગઈ, પણ તેઓ સમજતા રહ્યા કે પોતે સારું કામ કરી રહ્યા છે. આ તે જ લોકો છે જેઓએ પોતાના પરવરદિગારની આયતોને તથા તેનાથી મળવાને (એટલે) (કિયામતને) માન્યું નહિ તો તેઓની સૌ (શુભ) કરણી વ્યર્થ થઈ. તેથી અમે કિયામતના દિવસે તેઓના માટે તોલ–માપ કાયમ નહિ કરીએ. આ તેઓની શિક્ષા જહન્નમ છે, એ કારણે કે તેઓએ કુફ્ર કર્યું હતું અને મારી આયતો તથા મારા રસૂલોની મશ્કરી કરતા હતા. બેશક, જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામો કરતા રહ્યા તેમની મહેમાની માટે ફિરદૌસના બગીચા હશે. જેમાં તેઓ સદા રહેશે (અને) ત્યાંથી તેઓ બીજે કતયાંય જવા ઈચ્છશે નહિ. (સૂરએ કહફ :૧૦૩ – ૧૦૮)*

**તેનું એક પરિણામ આ પણ આવે છે કે જિંદગીમાં હકીકત અને ગંભીરતા ઓછી થઈ જાય છે, તેનો ખેલ તમાશામાં વધુ હિસ્સો લાગે છે, તેની જિંદગીના મોટા ભાગને મોજ – મસ્તી અને હરવા – ફરવામાં ઘેરી લે છે, તેનાથી ખતરનાક અને ગંભીર સમયે પણ હરવા – ફરવાનું છુટતું નથી.**

﴿وَذَرِ الَّذِينَ اتَّخَذُوا دِينَهُمْ لَعِبًا وَلَهْوًا وَغَرَّتْهُمُ الْحَيَاةُ الدُّنْيَا﴾

*તરજુમો : અને જેઓએ પોતાના દીનને રમત ગમત બનાવી રાખ્યો છે, તેમજ જેઓને દુનિયાની જિંદગીએ ધોકામાં નાખી રાખ્યા છે તેઓથી કંઈ સંબંધ ન રાખો. (સૂરએ અન્આમ : ૭૦)*

તેનું એક પરિણામ એ પણ છે કે રોજ – બરોજની ઘટનાઓની વાસ્તવિકતાના કારણો પર તેની નજર જતી નથી, બલ્કે કયારેક જાહેરી ચીઝોમાં ફસાઈને રહી જાય છે, તે વ્યવહારની ઉંડાઈ સુધી ઉતરી શકતો નથી અને જાહેરી સતહની નીચે જઈ શકતો નથી. તેનું એક પરિણામ બરબાદી વખતે પણ તેની, તફરીહી વ્યસ્તતા અને ગફલત ઓછી થતી નથી, તેઓ તે ઘટનાઓનું સ્પષ્ટીકરણ એવું કરે છે કે જેને લીધે તેઓ સંતોષ માની લે છે, અને તેમના રીતભાતમાં કોઈ પરિવર્તન આવતુ નથી.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

﴿فَلَوْلَا إِذْ جَاءَهُمْ بَأْسُنَا تَضَرَّعُوا وَلَٰكِنْ قَسَتْ قُلُوبُهُمْ وَزَيَّنَ لَهُمُ الشَّيْطَانُ مَا كَانُوا يَعْمَلُونَ﴾

*તરજુમો :પછી જ્યારે તેઓ ઉપર અમારો અઝાબ આવ્યો ત્યારે તેઓ કેમ કરગર્યા નહિ ? પરંતુ તેઓનાં દિલ જ સખત થઈ ગયાં હતાં, અને તેઓ જે કાર્યો કરતા હતા તે તેઓને શયતાને ભલાં કરી દેખાડયાં હતાં. (સૂરએ અન્આમ : ૪૩)*

આખિરતના ઈનકારનું એક પરિણામ એ આવે છે કે આખલાકી પડતીના બધા કારણો તેમાં ભેગા થઈ જાય છે, અને એવા અખલાક તરફ કોઈ ધ્યાન જતું નથી, જેમાં કોઈ દુનિયાનો ફાયદો અથવા મસલત નજર આપતી હોય , અથવા માનવી તેને કરવામાં મજબૂર થતો નથી.

﴿أَرَأَيْتَ الَّذِي يُكَذِّبُ بِالدِّينِ فَذَٰلِكَ الَّذِي يَدُعُّ الْيَتِيمَ وَلَا يَحُضُّ عَلَىٰ طَعَامِ الْمِسْكِينِ﴾

*તરજુમો : શું તે માણસને આપે જોયો જે ન્યાયના દિવસને જૂઠાડે છે ? તો એ માણસ તે જ છે જે યતીમને ધક્કા મારે છે અને નિરાધારને ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી. (સૂરએ માઉન : ૧ થી ૩ )*

અને જો તેઓ કોઈ અખલાક કે આ'માલ કરે છે તો માત્ર દેખાવ માટે

﴿وَالَّذِينَ يُنْفِقُونَ أَمْوَالَهُمْ رِئَاءَ النَّاسِ وَلَا يُؤْمِنُونَ بِاللَّهِ وَلَا

بِالْيَوْمِ الآخِرِ وَمَن يَكُنِ الشَّيْطَانُ لَهُ قَرِيناً فَسَاء قِرِيناً﴾

*તરજુમો : અને (તે લોકોને પણ પસંદ કરતો નથી) જેઓ પોતાનું ધન લોકોને દેખાડવા અર્થે ખર્ચ કરે છે તેમજ અલ્લાહ ઉપર ઈમાન રાખતા નથી, અને ન તો કિયામતના દિવસ પર (ઈમાન રાખે છે) અને (એમાં બાબત એ છે કે) જેનો સાથી શયતાન થયો તો તે ઘણો ખરાબ સાથી છે. (સૂરએ નિસાઅ્ : ૩૮)*

﴿كَالَّذِى يُنفِقُ مَالَهُ رِئَاءَ النَّاسِ وَلَا يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الآخِرِ﴾

*તરજુમો : એવી વ્યક્તિની માફક કે પોતાનો માલ લોકોને બતાવવા ખર્ચ કરતો હોય અને અલ્લાહ તેમજ આખિરતના દિવસ પર ઈમાન ન ધરાવતો હોય. (સૂરએ બકરહ: ૨૬૪)*

**આખિરતના ઈનકાર કરનારની એક ખાસિયત ઘમંડ છે, તેને ઘમંડી બનાવવામાં કોઈ બાબત રોકી શકતી નથી, જે પોતાની ઉપર કોઈ હાકીમ, માલિકની અદાલત, તેની તાકત તથા આ જિંદગી પછી બીજી જિંદગી અને બદલાના દિવસનું યકીન નથી રાખતો તેને સરકશ – તુંદમિજાઝ અને આઝાદ બનવામાં કોઈ ચીઝ રોકી શકતી નથી. દુનિયાના કાનૂન, મસલતો અને અવરોધો તેના માર્ગમાં વિઘ્નરૂપ બનશે, પરંતુ તે અવરોધો જયારે દૂર થઈ જશે, અથવા તેની ઉપર કાબૂ મેળવી લેશે તો તે હવે ફિરઔન બની જશે એટલા માટે કુર્આન શરીફમાં આખિરતના ઈન્કાર સાથે ઘમંડને પણ બયાન કર્યું છે,**

﴿فَالَّذِينَ لَا يُؤْمِنُونَ بِالآخِرَةِ قُلُوبُهُم مُّنكِرَةٌ وَهُم مُّسْتَكْبِرُونَ﴾

*તરજુમો : છતાં જેઓને આખિરતની જિંદગીનું યકીન નથી ....તેઓના દિલ (સત્ય વાતથી) ઈનકાર કરી રહ્યાં છે અને તેઓ અભિમાન કરે છે*

**(સૂરએ નહલ : ૨૨)**

﴿وَاسْتَكْبَرَ هُوَ وَجُنُودُهُ فِي الْأَرْضِ بِغَيْرِ الْحَقِّ وَظَنُّوا أَنَّهُمْ إِلَيْنَا لَا يُرْجَعُونَ﴾

*તરજુમો : અને ફિરઔન તથા તેનાં લશ્કરો તે દેશમાં નાહક ગર્વ કરવા લાગ્યા હતા અને એવું સમજ્યા હતા કે તેઓ અમારાં તરફ પાછા ફેરવવામાં આવશે નહિ. (સૂરએ કસસ : ૩૯)*

**હઝરત મૂસા (અલૈ.) નું આ કથન જે કુર્આન શરીફમાં બયાન કર્યું છે તે કિસ્સા તરફ ઈશારો કર્યો છે,**

﴿وَقَالَ مُوسَى إِنِّى عُذْتُ بِرَبِّى وَرَبِّكُم مِّن كُلِّ مُتَكَبِّرٍ لَّا يُؤْمِنُ بِيَوْمِ الْحِسَابِ﴾

*તરજુમો : અને મૂસા (અલૈ.)એ કહ્યું કે બેશક, મેં મારા અને તમારા પરવરદિગારની પાસે આશ્રય લીધો છે, દરેક એવા ગર્વિષ્ઠથી જે હિસાબના દિવસને માનતો નથી. (સૂરએ મૂઅમિન : ૨૭)*

**આખિરતનો ઈનકાર કરનારો મોટે ભાગે આ દુનિયામાં પણ આધ્યાત્મિક અઝાબ અને મનોવૈજ્ઞાનિક તકલીફોમાં સપડાયેલો રહે છે, તેમાં જે લોકોની અંતરાત્મા મરી પરવારી નથી તે લોકોને દરેક સમયે દુઃખ થાય છે કે જિંદગી થોડી છે, ઉમર કેટલીય લાંબી હોય, વૈભવ – વિલાસના સાધનો કેટલાય હોય, મોત યકીની છે, અને આ આનંદ ભવનમાંથી એક દિવસે જરૂર નિકળવાનું છે, અને આ ભોગ વિલાસને ફરજિયાત છોડવાનું છે. દિલની ફાંસ અને આંખોની ખટક તેમના ભોગ વિલાસને બેચેન કરી દે છે, દુનિયામાં તેઓ ના ઉમ્મીદ અને નિરાશ હોય છે, અને હકીકતમાં તેમનાથી વધીને કોઈ ના ઉમ્મીદ હોય શકે છે.**

*મુનહસિર મરને પે હો જિસકી ઉમ્મીદ*

*ના ઉમ્મીદી ઉસકી દેખા ચાહિએ.*

**એટલા માટે કેટલાક લોકો પોતાના દિલને મોતના ખ્યાલથી બચાવે છે, અને તેનો ખ્યાલ કોઈ રીતે આવવા દેતા નથી. મોતના ઝિક્રથી પણ તેમને ડર લાગે છે, અને કેટલાક તેનો પ્રબંધ કરે છે, કે કોઈ પણ પ્રકારે આ અપ્રિય હકીકત યાદ ન આવે. એટલા માટે તેઓ નશાકારક વસ્તુઓનો ઉપયોગ કરે છે, જેથી તેમની ઉપર હમેંશા બેહોશી છવાયેલી રહે.**

*મય સે ગરજ નિશાત હે કિસ રૂ સિયાહ કો*
*એક ગુનઃ બે ખુદી મુજે દિન – રાત ચાહિએ.*

**પછી તેમની આ હાલત થાય છે કે આખી જિંદગીમાં આ કડવા અનુભવો તેમને યાદ આવતા નથી, અને તેમની આ સ્થિતિ હોય છે.**

*સદા ખ્વાબે ગફલતમે મદહોશ રહના*
*દમે મર્ગ તક ખુદ ફરામોશ રહના.*

**તેમની આંખો ત્યારે ખુલે છે જયારે તે હમેંશા બંધ થવા લાગે છે,**

﴿قَدْ خَسِرَ الَّذِينَ كَذَّبُواْ بِلِقَاء اللّهِ حَتَّى إِذَا جَاءتْهُمُ السَّاعَةُ بَغْتَةً قَالُواْ يَا حَسْرَتَنَا عَلَى مَا فَرَّطْنَا فِيهَا وَهُمْ يَحْمِلُونَ أَوْزَارَهُمْ عَلَى ظُهُورِهِمْ أَلاَ سَاء مَا يَزِرُونَ﴾

*તરજુમો : જે લોકોએ અલ્લાહ તઆલાની હુજૂરમાં હાજર થવાને જૂઠું જાણ્યું, ખરેખર તેઓ ખરાબીમાં પડયા; એટલે સુધી (તેઓનો ઈનકાર રહેશે) કે કિયામત આવી લાગે અને જ્યારે તેઓના ઉપર કિયામત અચાનક આવી લાગશે ત્યારે તેઓ બોલી ઊઠશે : હાય અફસોસ ! તે (કિયામત)ના વિષયમાં અમે કેવી તકસીર કરી ! અને તેઓની એ સ્થિતિ હશે કે પોતા(ના ગુનાહો)નો બોજો પોતાની પીઠો પર લાદેલો હશે. સાંભળી લો કે જે બોજો તેઓ ઉપાડશે તે અતિશય ખરાબ હશે !* *(સૂરએ અન્આમ : ૩૧)*

﴿وَمَا هَذِهِ الْحَيَاةُ الدُّنْيَا إِلَّا لَهْوٌ وَلَعِبٌ وَإِنَّ الدَّارَ الْآخِرَةَ لَهِيَ الْحَيَوَانُ لَوْ كَانُوا يَعْلَمُونَ﴾

*તરજુમો : અને આ જગતજીવન તો રમત ગમત સિવાય કંઈ જ નથી; અને અલબત્ત, આખિરતનું જે ઘર છે તે જ અમર જીવન છે, જો તેઓ સમજતા હોત (તો એવા પાપ ન કરત)* *(સૂરએ અન્કબૂત :૬૪)*

